# પારસી મોહ દુઃખદર્શક

# નાટક.

બનાવનાર.

રાજેશ્રી ઝવેરીલાલ ધનસુખરામ દીક્ષીત.

અમદાવાદમાં

આસ્તોડીયાની સડક ઉપર અ[illegible] સામાચાર

છાપખાનામાં [illegible] [illegible] છપાવી

પ્રસિદ્ધ કર્યું.

સન ૧૮૮૭ સવંત ૧૯૪૩

કીમત રૂ ૦-૮-૦

परम દયાળુ આર્યભુમિનિવાસી

# પત્રકર્તા, ગ્રંથકર્તા અને બીજા વિદ્વાન મુરબ્બીયો.

ડોલતી સ્થીતીપર ચકતા ન્હાના કે મ્હોટા, પણ જંગલ સમાન ભયંકર સ્થળે સાધારણ અવસ્થામાં કદર વિના કામ કરવાની અભીલાશા રાખી કોઈ પણ પ્રકરણને ભરપુર ચીંતા અને અપયશ આદિ જે જે વિકટ દુઃખો ભોગવવાં પડે છે; એ વાત આપ સર્વ સુજ્ઞોથી અજાણી નથી! અનેક આપદાથી પ્રાપ્ત થતા અપવાદો સહન કરીને, પણ પોતાના સ્વદેશ હિતાર્થે ખરી પ્રેમભક્તિથી આપ મુરબ્બીયો, જે શેવા કરતા આવ્યા છો, તે પ્રસિદ્ધ રીતે પ્રસંશનીય છે. પુગાર મળેથી મ્હોટા બનેલા સન્ત.ધિશોને હાથે થતા ઇનસાફ કર્તા પત્રકર્તાની સત્સવકતા કચેરી સમજુ વર્ગમાં શ્રેષ્ટ ગણાય છે; ઘણે દુરથી, પણ સર્વેની પ્રેમળ દ્રષ્ટીના યોગે માત્ર દ્રવ્ય વિના જે અમુલ્ય લાભ થયો છે તે ઉપકારના બદલામાં, આ એક અલ્પમતીથી લખેલું લઘુ પુસ્તક આપ વિદ્વાનોની પવિત્ર શેવામાં અર્પણ કરૂં છું, તો તે માન્ય કરી અપ્રાધ ક્ષમા કરશો.

પ્રેમાભિલાશી હું છું.
આજ્ઞાંકિત શેવક.
ઝ. ધ. દીક્ષીત.
પુ. કર્તા.

## ઉદ્દેશ.

# पराधिनं वृथाजन्म, परस्त्रीणां वृथासुखं.
# परग्रहेवृथालक्ष्मि, विद्यायांपुस्तकेवृथाः॥

ભાવાર્થ—"પારકા માણુસને આધિન રહેવું, પારકી સ્ત્રીથી સુખ લેવાની ઇચ્છા રાખવી, પારકે ઘેર રહેલી લક્ષ્મીની આશાથી મગરૂર રહેવું અને માત્ર શિખેલી વિદ્યા પુસ્તકમાં રાખવી એ ચાર વાતો આ જગતમાં નિર્થક ગણાય છે.

જગતકર્તા પરમેશ્વરે આં શ્રષ્ટિનું નિર્માણ કરતી વખતે અનેક પ્રકારની મોહ માયાઓ ઉતપન્ન કરેલી છે. તેમાં સ્ત્રીરૂપી મોહ પાશ એવી ચમત્કારિક છે, કે જેની અંદર બ્રહ્મા, શિવ, ઇંદ્ર, ચંદ્ર આદિ દેવતાઓ; વિશ્વાંમિત્ર, પારાશર જેવા મહાન તપસ્વી ઋષિઓ; રાવણ દુર્યોધન જેવા મહાન બળીષ્ટ દેવાંશી રાજાઓ સુદ્ધાંત પણ પોતાના સત્કર્મને ભુલી જઈ અંપયશ પામ્યા છે. શુંભ નિશુંભ આદી શુરવીર દૈત્યોએ પરસ્ત્રીના મોહમાં લપટાઇને સહકુળ નાશ કીધો છે. કરણ જેવો આખી ગુર્જર ભુમિનો પ્રખ્યાત બળવાન રાજા, પોતાના પ્રધાનની સ્ત્રીના મોહમાં લપટાઇ તેને મેળવવાની ઇચ્છાથી આખી ગુજરાતનું રાજ્ય ગુમાવી બેઠો, અને તે દીવસથી આ ગુજરાત—કે જેની શ્રેષ્ટતા ઉપર વીચાર કરતા સ્વર્ગ લોકની ઉપમા આપીએ તો ચાલી શકે, તે પારકા લોકના હાથમાં જતી રહ્યાથી સર્વ શકિતને આપનાર દ્રવ્યનો નાશ થયો છે! મ્હોટા મ્હોટાં નામાંકિત

ગ્રહસ્થો પણ પરસ્ત્રીને પરમેશ્વર સમાન માની તેના પ્રેમમાં નિરંતરવિચાર કરી અપયશને પામતા થએલા, એટલું છતાં પણ પારકી સ્ત્રી કોઇની થઇ નથી આ વાત નિઃસંક્ષય છે.

માત્ર જગતકર્તાની અદભુત લિલાથી દેવો, દાનવો અને મહાપ્રતાપી રાજાઓ જેવા જ્ઞાની માણસો પણ પરસ્ત્રીથી થતાં દુખિત પરિણામોને ભુલી જઇ કર્મ યોગે એ મોહજાળમાં સપડાઇને અનેક પ્રકારનું દુઃખ પામેલા, ત્યારે માણસ જાત ફસાય એમાં વિશેષ આશ્ચર્ય સરખું કાંઇ નથી. કથા, પુરાણ અને ઇતિહાસીક વિષયોનું અવલોકન કરતાં એમ તો સીદ્ધ થઇ શકે છે કે, પરસ્ત્રી કેટલી દુખદારક છે તેનું યથાર્થ વર્ણન દેવલોકથી પણ થઇ શકતુ નથી, તો મારી ટુંકી મતીથી શું લખી શકાય ? તોપણ—

માણુસ જાતને આ મોહ ઉત્પન્ન થવામાં સંસારીક તથા ધાર્મીક વિદ્યા સમંધી અધુરૂં જ્ઞાન, દુષ્ટ લોકોની સંગતી અને જુવાની, દ્રવ્ય કે અધિકારના મદમાં કામાંધ થઇ પોતાનું મન સાધ્ય રાખવાનું અશકતપણું આ ત્રણ વાતો મુખ્ય છે કેટલાક તરૂણ અને પાકી વયના પુરૂષો પોતાની સ્ત્રી સુસ્વરૂપ ને સંપુર્ણ ગુણવાન છતાં પણ તેને તજીને એક નીચ કે ઉંચ કુળમાં ઉત્પન્ન થએલી રૂપ અને ગુણ રહીત પારકી સ્ત્રીને ઉત્તમ માની તેની સાથે સ્નેહ કરે છે, લાખો રૂપૈઆની દોલતનો માત્ર થોડાજ વખતમાં નાશ કરે છે; અને પરસ્ત્રીરૂપી લાગેલું દુર્વ્યસન મુક્ત કરવાના સાધનો ન યોજતાં પઇસાની તંગી પડે

થી ચોરી કરીને પણ તેણીનું પોષણ કરતાં સુધી નાહિં-મત થતા નથી. જુગાર અને વ્યસન ઇત્યાદી દુષ્ટ કર્મો પ-રસ્ત્રીના નાદેલા પુરૂષની સાથે એક મીત્ર સમાન સબંધ જોડીને તેની પાછળ લાગેલાંજ રેહે છે.

પરસ્ત્રી રૂપી સંપુર્ણ દુ:ખદાયક વિચીત્ર મોહ થવાથી ધન, આબરૂ, ધર્મ અને શરીર શક્તિનો નાશ થાય છે. ઘરનાં કે બાહારનાં પણ વડીલ પ્રમાણે ગણાયલાં માણસો સાથે કેવી વર્તણુંક ચલાવવી એ વાત મનમાં ન રેહેતાં લાજ મરજાદનો લોપ થઇ જાય છે; મનુષ્ય રૂપી ઉત્તમ અવતારમાં જન્મ આપનાર પરમ કૃપાળુ પરમાત્માના ઉપકારીક બદલામાં તેનું ભજન કરી દિવસો કાહાડવાની યથા શકિત ઇ-ચ્છા ઉપજ ન થતાં નિરંતર પરસ્ત્રીના પ્રેમમાં અજ્ઞાન મનુષ્યોનું મન લાગેલું રેહે છે! અને આ કારણ એવું સબળ થઇ પડે છે કે, તે અમણુતામાં પડયા પછી કોઈ જાતનું કા-મ ન સુઝતાં વખતે દેહનો નાશ થવા સરખા પ્રસંગો આ-વે છે બાલ્યાવસ્થામાં પોતાના બાળકોને માબાપો લાડ લ-ડાવીને બહેકાવે છે, તેથી ધાસ્તીનો ભાગ રેહેતો નથી, અને એજ કારણથી તેવા અજ્ઞાન બાળકોમાં પરસ્ત્રીનો મો-હ પુર્ણ રીતે ફેલાવો પામી અનેક પ્રકારનાં દુખ જોવાં પ-ડે છે, પણ આખરે કોઇ સુજ્ઞ જ્ઞાની પુરૂષના સમાગમથી પોતાનું અજ્ઞાન દુર થઈ ઘણાક ગ્રહસ્થો આ વ્યસનને તજી દઇ સુધારાના માર્ગે ચઢે છે.

આ પુસ્તક સંવત ૧૯૪૧ ના કારતક માસમાં મેં મારા લખવા સંબંધી પ્રથમના યત્ન વખતે તૈયાર કરેલું, પરં-

તું પરતંત્રતા ભરેલી નોકરી જેવાં કેટલાંક યત્નોમાં ભટકાં મારતાં આખરે નિરાશ થયા પછી દિલગીરીમાં ગરકાવ થએલો, તેથી હું આ પુસ્તકનો વિશેષ ભાગ લખી શકયો નહીં. અને તે વેળાએ મારો ફુરસદનો વખત નકામો ન જાય એમ સમજી અલ્પ મતિ પ્રમાણે દસ બાર .નવાં પુસ્તકો લખીને તૈઆર કરી સ્વદેશની શેવા બજાવવા વિચાર કર્યો. પણ અફસોસ! ઉત્તેજન વિના હું મારી ધારણામાં પારે પડયો નહીં, તેથી સર્વ વિચાર માંડી વાળી ચુપ ચુપ બેશી રહયો. લખેલો વિષય ઘણા દિવસો ઘરમાં બાંધી મુકયાથી આ પુસ્તકમાં વધારો કરવાનો વિચાર મારા મનમાંથી ઉડી ગયો. આખરે પ્રિય મિત્ર કવિ કાળીદાસ બાપુભાઇ અને જટાશંકર ગવરીશંકરે થોડીક રીતે વધારો.કરવા મને સુચના કરી દિલાસો આપ્યો, તેથી તેમનો અત્યંત આભારી છું. વાહ, મારા પ્રેમી જનો! તમે તમારા જ્ઞાનનું અભિમાન ન રાખતાં મને જે મદદ કરી છે, કરો છો અને હવે પછી કરશોતો તમારો ઉપકાર મારાથી શા રીતે વળી શકશે ?

વાંચનાર વિદ્વાન જનો! પુસ્તકરૂપે ગદ્ય પદ્ય લખાણ કરી કવિત્વપણાની શકિત દેખાડવા જેટલી મારામાં ગતિ નથી, પણ અલ્પમતિએ યથા શકિત સ્વદેશની શેવા બજાવવા સારૂં આ બીજી વારનું યત્ન છે. "લખનાર કરતાં ભુલો કહાડનાર ઘાણા" આ પ્રથા આપણા ગુજરાતી વિદ્વાનોમાં વિશેષ ફેલાયાથી કેવળ કુસંપ કર્તા થઇ પડયો છે, પણ સર્વ શકિતમાન પરમેશ્વર વિના કોઇ વસ્તુ દોષ રહિત છેજ નહી.

મેં મારી અલ્પમતિ પ્રમાણે પરસ્ત્રીથી થતા પરિણામો વિશેની થોડીક રચના આ લઘુ પુસ્તકમાં સંક્ષીપ્ત રીતે સમાવી છે માટે તેમાં રહેલા અપાર દોષો તરફ મારા ગુણવાન વિદ્વજ્જનો કરડી નજર ન કરતાં ક્ષમા કરીને માત્ર ગુણગ્રાહ્ય કરશે તો પ્રસિદ્ધ કર્યાનુ સાર્થક થયું એમ સમજીશ. આ પુસ્તકને ખરીદ કરવા સારૂ ઘણાક ગ્રહસ્થો એ મને અગાઊથી પત્રો લખી જણાવ્યું છે, તેથી તેમનો પણ આભારી છું. અને હમેશાં પરમેશ્વરની સ્તુતિ કરી-એટલુંજ માગુ છું કે આપણા ગુર્જર બંધુઓમાંથી અદેખાઇનો ભાગ નાશ પામી સ્વદેશાભિમાનથી દરેક ગરીબ ગુણવાન ગુજરાતીને યથાશક્તિ આશ્રય મળો; અને કુસંપરૂપ અંધકાર દુર થઇ સંપનો સુર્ય પ્રકાશ પામે એવું થાઓ.

વડોદરા.
તા૦ ૧ લી જાનેવારી સન ૧૮૮૭
પોસ સુદી ૭ સંવત ૧૯૪૩

શેવક.
ઞ. ધ. દીક્ષિત.
કર્તા.

—૦—૦—

## વિશેષ સુચના.

રા. ઝવેરીલાલ ધનસુખરામ તરફથી આ પુસ્તકની ફેર કોપી આવ્યા પ્રમાણે છાપવા સમંધે અમે જોઆતિ કાળજી લેઇને પ્રૂફ વાગેરે તપાસ્યાં છે, તોપણ નજર ચુકથી કોઇઠે કાણે દોષ રહયો હોય તે વાંચનાર સાહેબો માફ કરશે.

લલ્લુભાઇ સુરચંદ.
અ૦ સ૦ માલેક

# પાત્ર રચના.

સખીદાસ............આનંદપુરનો એક શેઠ.

દેવકોર .. ........તેની સ્ત્રી.

વિલાસદાસ ..........તેનો છોકરો.

વેહેલો..............સખીદાસનો ચાકર.

નામકોર ............એક વિધવા કુટણી.

ભાગીરથી.............એક વ્યભિચારી સ્ત્રી.

ચકોરદાસ.............ભાગીરથીનો બાપ.

વખતદાસ .........સખીદાસનો વેહેવાઇ.

હીરાલક્ષ્મી ..........તેની સ્ત્રી.

ચતુરલક્ષ્મી ........તેની છોકરી, વિલાસદાસની વહુ.

જુલાભટ .... ....વખતદાસનો ગોર.

ભીમો .... .......ઘરનો ચાકર.

સરસ્વતિ..........ચતુરલક્ષ્મીની સહચર.

લપોડદાસ .......વિલાસદાસના મિત્રો.
જુગારદાસ ...... ,,
મશ્કરીદાસ ...... ,,

મોહનબક્ષ .... ...એક મુસલમાની કસબાતણ

કરૂણાશંકર ..........અવિચારી સરકારી નોકર.

પ્રાણશંકર ........કરૂણાશંકરના તાબાના કારકુનો.
દયાશંકર ...... ,,

કેવળલાલ ....... ભાગીરથીનો સગો.

નુરખાં ⎫ .....સરકારી શિપાઇયો.
જમાલખાં ⎬ ...... ,,
ફાટેખાં ⎭ ...... ,,

મેહેરવાનજી.........એક સરકારી ન્યાયાધિશ.

વિદ્યાશંકર ..........વિલાસદ સને સુધારનાસે એક

જ્ઞાનશીળ વિદ્વાન.

પારવતી............એક દક્ષણી નાયકણ.

# પરસ્ત્રી મોહ દુખ દર્શક નાટક.

## અંક પેહેલો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ નાટક ગ્રહ.

## શાર્દુલ વિક્રિડિત છંદ.

જેણે આ જગની રચીજ રચના, તેને કરૂં યાચના;
માગૂછું મતિ શુદ્ધ શુભ કરવા, કાર્યોતણી વાંચ્છના;
જાણી સૌ નિજબાળ ભાળ કરિદો, સારા વિચારો સદા;
પ્રેરેથી પણ થાય મંગળ યથા, તેવું કરો સર્વદા. ૧
ચાલે સંપતણો પ્રથા જન વિશે, એવી મતિ આપજો;
નારી પારકિથી થતાંજ દુખને, પ્રેમે થકી કાપજો;
મા'રી આ મતિ મંદનીવિનતિને, સાચીમનેરે! ધરો
દેશીને સુખ થાય આ જગતમાં, એવાઉપાયો કરો. ૨

સૂત્રધાર —(નમન કરી) સુજ્ઞ સભાસદો! સર્વ શક્તિમાન પરમેશ્વરે આ દુનિયામાં અનેક પ્રકારની માયા ઉપજાવી છે. તેમાં સ્ત્રીરૂપી મોહજાળ એવી છે કે જેની અંદર મ્હોટા મ્હોટા દેવલોકો પણ ફસાઇને શ્રાપ પામ્યા છે. ઘણાક ઋષિયો પોતાનું સત્કર્મ ગુમાવી બેઠા છે; શુરવિર દૈત્યોએ માંહોમાંહે લડાઇ કરીને પરસ્ત્રી મેળવવા સારૂ પોતાના આત્માનો નાશ કર્યો છે. મ્હોટા મ્હોટા ગ્રહસ્થ લોકોએ પોતાની અખુટ લક્ષ્મી પરસ્ત્રીના દનામાં ગુમાવી દીધા છે. એકંદરીમાં પરસ્ત્રી કેટલી

દુખકારક છે, કે જેનું ખરૂં વર્ણન કરતાં આખી રાત વહી જતાં પાર આવે નહીં; પણ વિરક્ષેત્રવાશી એક તરૂણ માણસે પોતાની અલ્પમતિ પ્રમાણે આ "પરસ્ત્રી મોહ દુઃખ દર્શક" લઘુ નાટક રચેલું તે આ સ્થળે ભજવી બતાવવું ધારૂં છું. માટે આ કાર્યમાં જે કાંઇ ભુલ ચુક હોય તે અપ્રાદ્ધ ક્ષમા કરી યથા શક્તિ આશ્રય આપી લક્ષ પુર્વક શ્રવણ કરવા કૃપા કરશો.

વિદુષક—(વિચીત્ર વેશે પ્રવેશ કરી) અલ્યા ઓ ઢોંગી, અહીંયાં આટલી મોડી રાતે તેં શું તુત ઊભું કર્યું છે જે? આ ચીત્રવાળાં લુગડાં શાં લટકાવ્યાં છે? આટલા બધા લોકોને અહીં પુરી મુકયા છે, અને વળી આ દીવાનું અજવાળું તો મારાથી જોઇ શકાતું નથી. (આમ તેમ ફરી) નહીં નહીં, હવે હું સમજયો. અહીંયાં તો કાંઇ મિષ્ટાન્નનો તડાકો ઊડવાનો હોય એમ જણાય છે. અરે બ્રાહ્મણો! ચાલો ઝટ, અને લાડુ ઊડાવો ગટાગટ.

સુત્રધાર—(અજબ થઇ) અરે! આ જંગલી પશુ સરખો વેશ ધારણ કરીને કોણ આવ્યો હશે! (પાસે જઇ) આતો વનચર નહીં, પણ માણસ છે. ભાઇ તારૂં નામ શું, અને આવો હસવા સરખો વેશ ધારણ કરીને કયાંથી આવ્યો છું.!

વિદુષક—(હશીને) મારૂં નામ તું સાંભળી શકે એમ નથી. મારાં અનેક નામો છે, તે કેહેવા માંડું તો તું જરૂર ડરી જાય. પણ ભાઇ, તેં આ ઠેકાણે શું કરવા માંડયું છે?

સુત્રધાર— મૂર્ખ, માણસનું નામ સાંભળીને તે ડર લાગે કે? તું કોઈ ખરેખરો અજ્ઞાન માણસ દીસે છે. વારૂ, મારે આ વિદ્વાનોની સમક્ષ એક નાટક ભજવી બતાવવું છે, અને તેમાં એક તારા જેવા હાસ્ય કર્તા પુરૂષની જરૂર છે. માટે તારૂં નામ શું તે જલદી કેહે, એટલે મારા મનનું સમાધાન થાય.

વિદુષક— પેહેલું તારૂં નામ કેહે, પછી મોજ લાગે તો! બંદાની વારી. અમે તો મનના મોજી છીએ તે તને ખબર નથી કે શું?

સુત્રધાર— સાંભળ, મારૂં નામ સુત્રધાર એટલે નાટક કર્તા; અને વળી કેટલાક લોકો મને નાયક પણ કેહે છે. કોઇ પણ ખેલ ભજવી બતાવી સુજ્ઞ જનોના મનમાં અસર કરવો એજ મારૂં કામ છે.

વિદુષક— આહાહા, નામ તો ઘણુંજ રૂપાળું છે! સુતર એટલે દોરો, તેને ધાર ચઢાવનાર તું અમારા ગામમાં અંત શુદ્ર લોકો સુતરને ધાર ચઢાવે છે તેજ તું કે? અરર! ખશ વેગળો, અડકીશ તો મારૂં જનોઇ ફોક થશે.

સુત્રધાર— અલ્યા, તું તારાં મુર્ખાઈ ભરેલાં બાપણો બંધ કરીને ખરૂં નામ કેહે એટલે થયું. અર્થ વિનાનું ટાયલું કરીને રાત ગુમાવવી એ શું?

વિદુષક— સાંભળ, મારૂં નામ રંગલો અને વિદુષક છે. એ શિવાય કેટલાક મને માધવભટજી પણ કેહે છે. મોદક ભટજી મારા પ્રિય મિત્ર છે, પણ ઘણા દીવસથી તેમની ભેટ થઇ નથી, તેથી હું બહુ દુખ પામું છું.

સુત્રધાર—તારાં નામ આવાં ચમત્કારીક છે એટલે ગુણમાં પણ શું પુછવું! ભાઇ હવે જલદી કર.

વિદુષક—(કેડ બાંધીને) બોલ તારે શી જરૂર છે? બંદાતો ભણ્યા ગણ્યા પથર છે, અને જોરાવર તો એવા છે કે તીસ માંખાઓ મારીને તીસમારખાંનો ખેતાબ મેળવ્યો છે. હશે, એતો સોસાર થયું. કેમકે—

## શાર્દુલ વિક્રિડિત છંદ.

બ્રાહ્મણ જાતમાં જન્મ ધરીને ભાવે ઘણા લાડવા,
આપે ભોજન કોઇ જન તે પીત્રીની ત્રપ્તી થવા;
ધંધો એજ કરૂં નકિ બીજી ઇચ્છા શી રહી છે તુંને?
ખોટી કેમ કરે નકામો વળી તું જમવા જવાદે મુને.

(નીચે બેસે છે.)

સુત્રધાર—(હશીને) વાહ, આ શાસ્ત્રીના શ્લોકની મજા તો કાંઇ જુદીજ છે! ભાઇ, તું તારૂં નકામું બોલવું બંધ કરીને મારા 'નાટક સમંધી' આરંભેલા કાર્યમાં મદદ કરવા તૈયાર થા.

વિદુષક—એટલે શું બંદા કાંઇ નોકર તો થોડાજ છે? મિષ્ટાન્ન મળે તો રહું, નહીં તો આ ચાલ્યો. (જવા માંડે છે)

સુત્રધાર—(રોકીને) ભાઇ, માત્ર પોતાનું પેટ ભરીને તો પશુ, પક્ષી અને તેવીજ ગણનામાં ગણાયલા માણસોજ આનંદ માને છે. પણ આ બીરાજેલી વિદ્વાન મંડળીને આપણી યથા શકિત બુદ્ધી પ્રમાણે સંતોષ પમાડીશું તો મિષ્ટાન્ન કરતાં પણ અધિક છે.

વિદુષક—વારૂં, એતો ઠીક, પણ નાટક કેવું અને શું હોય તેની મને સમજ પડતી નથી, માટે તે કહે એટલે તૈઆર થાઊં.

સુત્રધાર—(હશીને) વાહ, વાહ! મુર્ખ માણુસોને માથે પરમેશ્વરે કાંઇ શીંગડાં કર્યાં નથી કે તે ઓળખાય. મિત્ર, સાંભળ. નાટક એટલે કોઇ પણ ઇતિહાસીક બની ગએલી વાતને પ્રત્યક્ષ ખેલ રૂપે ભજવી બતાવી હરેક સમજુ માણુસોના મનમાં તેની અસર કરવી એ છે. અહીંયાં આપણે "પરસ્ત્રી મોહ દુઃખ દર્શક નાટક" એટલે પોતાની સ્ત્રી સ્વરૂપવાન અને ગુણુવાન છતાં કેટલાક અજ્ઞાની લોકો પારકી સ્ત્રીના પ્રેમમાં લપટાઇને કેટલું દુખ પામેછે, તે પ્રયોગ કરી બતાવવાના છે; માટે બીજાં પાત્રોની ગોઠવણુ કરવા તૈયાર થા.

વિદુષક—ઠીક, ઠીક; નાટકનો બરાબર અર્થ હવે મારા સમજવામાં આવ્યો. આટલીવાર સુધી હું તો એમ જાણુતો હતો કે નાટક એટલે કાંઇ જમવાનું કે કોઇ જાતનું જોવા લાયક નવીન પશુ પક્ષી હશે. ભાઈ તારા કહયા પ્રમાણે સર્વ ગોઠવણુ કરી રાખી છે, માટે ચાલ.

(બંને જાય છે.)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**

આનંદપુરીમાં સખીદાસ શેઠનું ઘર.

સખીદાસ—(એકલો) આ સમો તે ઘણોજ બારીક આવ્યો છે. ખરચ જેટલું પણ સરાફીના ધંધામાંથી મળતું નથી. ગુમાસ્તા સાથે એક હજાર રૂપૈઆ વ્યાજ વટાનો ધંધો કરવા સારૂં લશ્કરમાં મોકલેલા, તે પોહોચ્યાનો જવાબ પણ આવ્યો નહીં. છોકરો તો દુકાનના કામ કાજમાં મુદલ માહીતી મેળવતો નથી, અને હજી નિશાળે જાય છે, ત્યાંહાં પણ કાંઇ ભણતો નથી. હું તે ક્યાં લગણ એની કાળજી રાખીશ! સાઠ વર્ષ તો મને થયાં છે એટલે હવે ગયાં એટલાં જવાનાં નથી. છોકરાને વીસ વર્ષ થવા આવ્યાં પણ કાંઇ કાળજીજ નહીં. હરી, હરી! મેં આજ સુધીમાં ઘણીક જાતની કરકસર કરીને પાંચ છ લાખ રૂપૈઆ મેળવ્યા છે, તે આ અભાગીયો છોકરો જાળવી શકે એમ મને ભાનતું નથી. ગુમાસ્તાઓ સ્વતંત્ર રીતે મારા રૂપૈઆની ખિરધાર કરે છે પણ સાનમાં શું લખી લીધું, વ્યાજ શું એ વિગેરે મને તો કાંઇ પુછતાજ નથી! વ્યાજે ફરતા બે લાખ રૂપૈઆનું વ્યાજ શું આવ્યું તેનો પુરે પુરો હિસાબ બતાવતા નથી, અને ઉલટા મુદદલ રકમમાંથી ખરચ કરવા તૈઆર થાય છે. હાય હાય, મારા મુવા પછી આ રૂપૈઆની શી વ્યવસ્થા થશે!

(વિચારમાં સ્તબ્ધ બની જાય છે.)

(એટલામાં ગુમાસ્તો આવે છે.)

ગુમાસ્તો—શેઠ, જે ગોપાળ.

સખીદાસ—અલ્યા, પેલા એક હજાર રૂપૈઆ વ્યાજ વટાનો ધંધો કરવા સારૂ લસ્કરમાં લેઈ ગયો હતો તે ત્યાંહાં પોહોચાડયા કે?

ગુમાસ્તો—હા, ત્યાંના મુનીમે ધીરધાર કરવા માંડી છે. અને એક વરસને વાયદે દોઢ ટકાના વ્યાજ પ્રમાણે તેઓ વેહેપાર ચલાવે છે.

સખીદાસ—વાહ! લસ્કરનો મુનીમ ઘણોજ ડાહયો છે. આજ દસ વર્ષથી પોતાના ઘરની પેઠે દુકાનનું કામકાજ કરે છે, માટે હવે આવતી સાલથી એના પગારમાં વધારો કરીશું.

ગુમાસ્તો—શેઠજી, અમને અહીંના ગુમાસ્તાઓને પગાર નહી વધારો કે?

સખીદાસ—તમે કાળજીથી કામ કરતા નથી. તે કરશો એટલે વધારી શું વારૂં અલ્યા તું દુકાનમાં જઇને મુનીમ પાસેથી રોજમેળનો ચોપડો લઇ આવ.

ગુમાસ્તો—અત્યારે રોજમેળનું શું કામ પડયું છે ?

સખીદાસ—ગુસ્સે થઇ)રાંડના તેની તે તારે પંચાત હોય! તને જે કામ કહીએ તે તારે કરવું.

ગુમાસ્તો—ઠીક, લઇ આવું છું (જાય છે.)

(થોડીવારમાં રોજમેળ લાવી શેઠને આપે છે).

સખીદાસ—(તપાશીને) અલ્યા, આમાં બશેં રૂપૈઆની રકમ ઉપર ટપકું લખેલી છે, તે કોને આપી છે?

ગુમાસ્તો-તેની મને ખબર નથી; પણ એક દહાડો મુનીમ કહેતા હતા કે વિલાસમાઇ લઇ ગયા છે.

સખીદાસ-ક્રોધથી અરે! એણે મારી રજા વગર રૂપૈઆ કેમ આપ્યા? તમે બધા ગુમાસ્તાઓ મને પુછયા વિના મન ગમતો કારભાર ચલાવો છો, પણ દીવાળી પછી બધા ને રજા આપવાની છે. તું આ ચોપડો લેઈ જા, અને મુનીમને મારી પાસે મોકલી દે.

ગુમાસ્તો--મનમાં રૂપૈઆની વાત સાંભળી તેથી આ ડોસાને આઠ દિવસ સુધી ઉંઘ આવનાર નથી. પઇશા સારૂ પેટ ભરીને અન્ન ખાતો નથી, પણ છોકરો તો એવો રત્ન સરખો નિવડયો છે કે એના મુવા પછી એક પાઇ સરખી દુકાનમાં રેહેવા દેનાર નથી. [ઉઘડ)શેઠજી, રજા લઉછું.

સખીદાસ-ઠીક છે, પણ તને કહેલું ભુલીશ નહી.

ગુમાસ્તો--હમણાં જઇને મોકલી દઉછું. (જાય છે).

(એટલામાં દેવકોર આવે છે).

દેવકોર--રડયો વિલાશીયો પાંચ છ વર્ષથી નિશાળે જાય છે પણ હજી પુરૂ વાંચતાં આવડતું નથી, અને પેલી એની વહુ તો થોડા દહાડા પછી માસ્તરાણી થઇને પગાર લાવતી થશે.

સખીદાસ--શું કરીએ, કાંઇ ઉપાય સુઝતો નથી. પરમ દહાડે દુકાનના ચોપડા મંગાવીને તપાશી જોયા, ત્યારે બશે રૂપૈઆ નામે લખીને લઈ ગયાનું માલમ પડયું! દુષ્ટ ગુમાસ્તાઓએ પણ મને કહયું નથી. કોણ જાણે કોને આપી આવ્યો હશે? સોળ વર્ષનો છોકરો થાય એટલે તે-

ને મિત્ર પ્રમાણે ગણીને શિખામણ દેવી; પછી તે ન માને તો તેનું નશીબ!

દેવકોર—હાય, હાય, રૂપૈઆ લેઇ જઈ વાપરી ખાધા ત્યાંહાં લગણ તમને કહ્યું નથી? આપણે તો પેટ પાટા બાંધી ને પઇસો સંઘરીએ છીએ, અને એ રડયો ઉડાવી દે છે. ત્યારે પાછળથી એની શી વલે થશે તમે ન્હાનપણથી કાંઇ દાકો ઠોકો રાખ્યો નહી અને હજી પણુરા ખાતા નથી? ત્યારે એતો પેલા જુગારદાસ, લપોડદાસની સોબતથી બધું ધુળધાણી કરી નાખશે.

સખીદાસ—એકનો એક છોકરો એટલે વધારે શું કહીએ? ધીમે ધીમે માથે પડશે એટલે સૌ સુધરશે.

દેવકોર—તમે તો ઘરડા થવા આવ્યા એટલે તમારી તો અક્કલ ગઇ. હજી એને શિખામણ દેવાનો વખત છે, પછી એની વહુ આવશે ત્યારે પારકા માણસ દેખતાં ફજેતી કરશો તે કેવું દેખાશે?

સખીદાસ—આ રાંડ જરા ઝંપતી નથી. દુકાનના કામકાજમથી કંટાળીને ઘેર આવીએ એટલે એનો કજીયો ચાલુ થવાનો.

દેવકોર—મારે શું? છોકરો કપાતર નીકળશે તો તમારૂ નામ બોળાશે; હુંતો મારે આ ચાલી (જાય છે)

સખીદાસ—(પાછી બોલાવી) અલી, આમ આવ. આપણા વિલાશીયાની વહુને આણું ક્યારે કરવું છે? દીવાળી પછી.સારૂ મુહુર્ત આવતું નથી.

દેવકોર—મને પુછશો નહી, તમારે ફાવે તેમ કરો.

સખીદાસ—[નિસાસો નાંખી) અરે ઈશ્વર? આ રંડાને ઘર સમંધી વાત પુછીએ છીએ ત્યારે લઢવાની વાત કાહાડતી હોય એવુ બોલે છે. હવે શું કરૂં? કેળવણી વિનાની સ્ત્રી સાથે લગ્ન કરીને સુખ લેવાની આશા રાખનારનો અવતાર વૃથા ગણાય છે.

દેવકોર—ભણેલી લાવવી હતી ત્યારે મને શું કરવા પરણ્યા? મારા બાપનું કુળ કાંઇ નીચુ ન્હોતું કે બીજો વર મળત નહી ખંભાતનું માગુ આવેલું તે પાછું ફેરવીને આ તમારા ઘરના સુખમાં પડયાં.

સખીદાસ—અમારે ઘેર તને શું દુખ પડયું? બીજા ગરીબને ઘેર પરણી હોત તો ઘર ધંધામાંથી આખો દાહાડો પરવારત નહી, અને અહિયાં તો માત્ર ખાઇને પડી રહે છે.

દેવકોર—ગરીબના ઘરનો ધંધ સારી પણ તમારા ઘરનું સુખ ખોટું

સખીદાસ—વારૂ! હવે તારી કુથલી બંધ કરીને કેહે કે વહુને તેડવા ક્યારે મોકલીશું?

દેવકોર—દીવાળી પેહેલાં અહીયાં આવે એવો કાગળ લખો.

સખીદાસ—ઠીક, પણ રસોઈ તૈયાર થઈ છે કે વાર છે તેનો તપાસ કર. કેમકે આજ મારે દુકાનમાં જરા વેહેલું જવું છે.

દેવકોર—જ્યારે રસોઈયો કરશે ત્યારે ખરૂં. તમારે તો ખાઇને ચાલતા થવું, પણ મારે બધું નવેડવું પડે છે તો.

સખીદાસ—મનમાં આ રાંડ મ્હોટી ૬૦ વર્ષની થઇ પણ બોલતાંજ આવડતું નથી. જે વાત પુછીએ છીએ તેનો વાંકો જવાબ. છોકરો પણ મુર્ખ અને દુષ્ટ છોકરા

ઓની સંગતે પારકી સ્ત્રીઓના નાદમાં લપટાઇને ગ-
મે ત્યાંહાં ફર્યાં કરે છે, અને મારૂ કહ્યું તો માનતોજ નથી,
હોય, નબળા માણસો સાથે કામ પડયું એટલે જ્યાં ત્યાં
નભાવીને દિવસો કાહાડવા (ઉધડ) તું જા, રસોઇયાને તાકીદ કર.
દેવકોર--એવાં બહાનાં કરીને મને કહાડવી છે, તો આ ચાલી

(જાય છે.)

(એટલામાં વિલાસદાસ આવે છે.)

વિલાસદાસ--બાપા, પેલા આપણી જોડેના ઘરની કુંચી આપો.
સખીદાસ--અલ્યા! ઘરની કુચીનું શું કામ પડયું છે જે?
વિલાસદાસ—કાલે મારા મિત્રોને જમવાનું કેહેવું છે.
સખીદાસ— ભાઇ, કાલે શું છે?
વિલાસદાસ--તેની તમારે પંચાત કરવી નહીં.
સખીદાસ--બેટા, આજ કાલ ન્હાની ઉમરમાં કાંઈ ભણીને
બે પઇશા કમાશો તો સૌને વ્હાલા લાગશો. નહી તો
આગળ ઉપર તમારો નિભાવ થવો કઠણછે.
વિલાસદાસ--હવે તમારે તે કયાં સો વર્ષ જીવવું છે કે અ-
મારી પંચાત કરો છો? અમે અમારૂ લાગ્યું ભોગવીશું.
સખીદાસ--દુષ્ટ છોકરા? જુગારદાસ, લપોડદાસ વિગરે લુચ્ચા
મિત્રોની સંગતથી તુ મારૂ નામ બોળનાર છે. થોડા દિ-
વસ ઉપર મને કહ્યા વિના દુકાનમાંથી બસેં રૂપૈઆ લે-
ઇ ગયો, તેની મને ખબર પડી છે. એક પૈસા પેદા ક-
રતાં કેટલું દુઃખ સહન કરવું પડે છે તે તું જાણતો
નથી? જુવાની અને દિવાની એ બંને સરખાં છે, તે
વખતમાં પોતાની ઇન્દ્રમન તાઇને લીધે પારકીસ્ત્રીયોના
નાદમાં પડીને ઘણાક માણસો ભીખ માગતા થઇ ગયા છે.

વિલાસદાસ— આ શેઠના દીકરા જોયા! કાળના કાગડા ખાઇને આવેલા તેથી જન્મારો જીવવાની આસા રાખે છે. બસ, આજ પછી મારી પંચાત કરશો તો હું આપઘાત કરીને મરીશ.

સખીદાસ—વારૂં એતો ઠીક, પણ પેલા રૂપૈયા ક્યાં વાપરી આવ્યો?

વિલાસદાસ—વાપરયા તો નથી પણ તેને ઠેકાણે કરયા છે.

સખીદાસ— ત્યારે શું કરયું તે કહે. એટલે તેવો જમાં ખરચ કરાવું.

વિલાસદાસ—પચાસ રૂપૈયા માત્ર વાપર્યા છે, અને બાકીના એક જણને ઉછીતા આપ્યા છે.

સખીદાસ—હાય હાય, પાંચ સાત દિવસમાં પચાસ રૂપૈયાના પરી નાંખ્યા! વારૂ, બીજા દોઢસો કોને આપ્યા છે

વિલાસદાસ— પેલી રામકોર ડોશીને જાત્રા જવું હતું, માટે તેને ઉછીના આપ્યા છે.

સખીદાસ— તેની પાસે લખાવી લીધેલો દસ્તાવેજ કયાં છે?

વિલાસદાસ — દસ્તાવેજ તો લખાવ્યો નથી.

સખીદાસ—અરે મુર્ખા દસ્તાવેજ લખાવ્યા વિના એ રાંડને રૂપૈયા ધીર્યા છે, પણ તે હવે પાછા આવનારાજ નથી.

વિલાસદાસ-મને તેની ખાત્રી છે, એટલે દસ્તાવેજની જરૂર પણ શી છે? થોડા દીવસમાં વ્યાજ સાથે પાછા આવશે.

સખીદાસ—એ રાંડ કુટણપણાનો ધંધો કરનારીની ખાત્રી શી? સેંકડો તરૂણ વયની સ્ત્રીઓ પાસ વ્યભિચાર કરાવીને પોતાનું પેટ ભરે છે, તેને લખ્યા વિના દોઢસો

રૂપૈયાની મોટી રકમ તું આપી આવ્યો છે. દુષ્ટ છોકરા! મારા મુવા પછી તારી પાસે એક કોડી સરખી રેહેનાર નથી, અને તું મારી આબરૂના કાંકરા કરી નાંખીશ એમ મને લાગે છે.

વિલાસદાસ—ડોસા, તું ઘરડો થયો એટલે તારી જીભનું જોર વધ્યું છે. તારી આબરૂ ઉપર મુક દેવતા; એ મને એમ જુમે પાડતો કોઇ દાહાડો મરી જઇશ. જો હવે મારી વાતમાં પડીશ તો આપણા બેમાંથી એકનું મોત આવશે, માટે ચુપ બેસી રહી આવરદા પુરો કર.

(જાય છે)

સખીદાસ—(ખેદથી) હે પરમાત્મા! આટલા પાંચ છોકરા મરી ગયાને આ નામ બોળુ છોકરાને તે કેમ જીવતો રાખ્યો! દુર્જન મીત્રોની સંગતથી વિદ્યાભ્યાસ તજીને પારકી સ્ત્રીયોની પાછળ ફરયાં કરે છે, હાલમાં હું જીવું છું તોપણ મને ટકે શેર કરીનાંખ્યો છે. ઘરમાંથી ચોરી કરીને લઇ જતાં ચુકતો નથી, અને કહીએછીએ ત્યારે હું 'મરીશ કે મારીશ' એવી ધમકી આપે છે. આવું દુખ મારાથી કયા લગણ સહન થશે!

દેવકોર—(આવીને) તમે દસ વાગે દુકાને જવાનું કહેતા હતા પણ બાર તો વાગી ગયા હવે ઊઠવું છે કે નહી?

સખીદાસ—બળ્યું જમ ણું! આથી તો મરી જવાય તો સારૂં. (સ્તબ્ધ બની જાય છે.)

દેવકોર—કેમ શો વિચાર કરો છો? બે વખતે ઉતાવળ કરતા હતા અને હવે ઉઠતા નથી.

સખીદસ—– વિચારતો કરીએ નથી કરતો પણ આ અ ભાગીયા છોકરાની શી વલે થશે તેનો ખેદ કરૂછુ. એ ની વહુને તેડાવવાનો કાગળ લખુચ્છું, કેમકે તે ભણેલી છે એટલે કાંઇ પણ બોધ કરીને આપણા છોકરાની ખ રાબ ટેવ ભુલાવશે. વળી પોતાની સ્ત્રારૂપી જુંસરૂ એ ના ગળા ઉપર બેસશે એટલે તે પણ બહાર ભટકતો બંધ થશે.

દેવકોર—એ રાંડ તે વળી શી શીખામણ દેનારી છે. મારા છોકરાનું મ્હોડુ નહી ગમે એટલે તે પણ રખડી ખાશે

સખીદાસ—રાંડ તારી જીભજ કોવાડા સરખા છે. વારૂ. આ કાગળ લખુ છું તમાં કાંઇ વધારે લખવા જેવુ છે?

દેવકોર—તમારે લખવું હોય તે લખો હું કાંઈ સમજતી નથી.

સખીદાસ— [કાગળ લખીને વાંચી સંભળાવે છે.)

શ્રી.

સ્વસ્તી શ્રી સુરત બંદરે મહા શુભસ્થાને અનેક સરવે ઉપમાં જોગ. પરી.શ્રીપં પરી. વખતદાસ ધરમદાસએ તાનશ્રી આનંદપુરીથી લી. શા. સખીદાસ માધવદાસ ના જેગોળ વાંચજો બીજું લખવાનું કે તમારી કુશળ તાનો કાગળ ૧ શાવણ સુદ ૧૫ વાર ગરેઉનો લખેલો આવ્યો તે વાંચીને ઘણા ખુશી થયા છીએ. એજ પ્રમાણે લખતા રહી જોડાયતા સંબંધમાં વધારો કરશો.

બીજું—ચી. અખંડ સૌભાગ્યવંતી ચતુરબહેનીને આણું કરવાનું મુહુર્ત આસો વદી. ૧૩ શનીવારનું ઠરાવ્યું છે,

માટે તે દીવસે તમો વિદાય કરશો. કશી બાતની ફીકર રાખશો નહીં. આગળ શુક્રનો તારો અસ્ત થાય છે એટલે એક વર્ષ સુધી અવજોગ છે. ઉપર લખી મીતીએ સોભાગ્યવંતીને મોકલવા અડચણ હોય તો તેવો જવાબ લખજો. રેલ ગાડીના સ્ટેશનપર માણુસ મોકલીશું. હેત ભાવ સખો છો તેમ રાખશો. આજ કાલ હુંડીના બાવ કેવા ચાલે છે તે પણ લખજો. મીતિ આસો સુદી ૧૫ વાર બુધે."

દેવકોર—તમે લખ્યો છે તેમાં તેં ભુલ શેની હોય?

સખીદાસ—(ચાકરને) અલ્યા ઘેલીયા કયાં ગયો?

ઘેલો—(આવીને) આમ શાબ, શો હુકમ છે.

સખીદાસ—જા, આટલો કાગળ ટપાલમાં નાંખી આવ.

ઘેલો—શેઠ, આંતો કાગર લખ્યો સેં?

સખીદાસ—આપણા વિલાસભાઇની વહુને લખ્યો છે.

ઘેલો—વિલાસભાઈની વહુ તો ભણેલાં સેતો!

સખીદાસ—અરે રાંડના તેમાં તારે શું? ચાકરો પણ અનાડી થઇ ગયા છે. જા, જલદી નાંખી આવ.

ઘેલો—(મનમાં વહુતો રૂપાળી નખેતર જેવી સે, અને શેઠનો તો છોકરો મુરખ રહયો (બેધડ) હારૂ, શાબ આ ચાલ્યો.

(જાય છે)

સખીદાસ—અલી, કયાં ગઇ?

દેવકોર—કેમ, હજી વળી કાંઈ બાકી રહી ગયું છે કે શું?

સખીદાસ—વિલાસદાસને જરા શીખામણ દેજે કે હવે થોડા દીવસમાં તારી વહુ આવશે. માટે જરા ડાહયો થઈને ઘરમાં બેશી દુકાનનું કામકાજ તપાસે તો સારૂં.

દેવકોર—હું તો કાંઇ કહેવાની નથી. એ રડયો મારૂં કહ્યું માનતો નથી ને ઉલટો મારવા ઉઠે છે.

સખીદાસ—ન માને ત્યારે ભોગ એના બીજું શું! ચાલ હવે જમવા વખત થઇ હશે.

દેવકોર—રસોઇ તો કયારની ટાઢાડી થઇ ગઇ છે, પણ તમારી વાતનો પાર આવે ત્યારે કને.

(બંને જાય છે.)

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—કરૂણાશંકરનો બંગલો.

કરૂણાશંકર—બળી આપણી ફરવાની નોકરી કેવળ ત્રાસદાયક થઇ પડી છે. પેલી ભાગીરથીની પ્રીતિ મારા મનમાં એવી લાગી ગઇ છે કે કચેરીના કામકાજમાં બેસું છું પણ તેણીનું સ્મરણ થઇ આવી કામના કાગળો બરોબર તપાસ્યા વિનાજ સહીઓ ઘસડી વાળું છું. પેલા બે ચાર પટેલીયાઓ પાંચસેં રૂપૈઆની થેલી ગઇ કાલેજ નાંખી ગયા છે, એટલે તેમનું કામ તો જરૂર કરીને પાર પાડવુંજ જોઇએ. નહીં ના હું લાંચીયો ઠરૂં, અને મારી નોકરીમાં ખલેલ પોહોંચે. મારો પગાર તો ભારે છે, પણ તે તો ઘરમાં વપરાઈ જાય છે. અને ભાગીરથી જેવી મન મોહક સ્ત્રીઓના ખરચમાં વાપરવા સારૂં પરમેશ્વરના ચોર બનીને લોકોના પૈસા લેવા પડે છે. જ્યાંસુધી ગ્રહદશા બળવત્તર છે, ત્યાહાં સુધી મારી વાત ઉઘાડી પડનાર નથી; પણ કોઇ દીવશે પાપનો ઘડો ફુટશે એમ લાગે છે. ભાગીરથીમાં મારૂં ચીત્ત

નીરંતર ભરાઇ બેસે છે, એટલે કચેરીમાં જવાનું મન થતું નથી. દુષ્ટ કારકુનો તો વળી કોઇ કાળના જુના છે અને તેમના જોવામાં મારા જેવા ઘણા અધિકારીઓ આવ્યા હશે, તેથી તેઓ મારાં દુષિત લક્ષણો શોધ્યા કરે છે. વાહ, ભાગીરથીની ઇમાનદારી તો ઘણીજ! જ્યારે અહીંયાં આવે છે ત્યારે પોતાના અંતઃકરણથી પ્રેમ બતાવે છે. કોઈ દહાડો એણે મોઢે ચઢાને મારી પાસે કાંઇ માગ્યું નથી; પણ એ મારા ઉપર આધાર રાખે માટે એનો ખરચ તો મારેજ પુરો કરવો ઘટે છે. બહાર ગામ ફરવા જવાનું બીજી કાંઈ અડચણ નથી, પણ ભાગીરથીની સુરવરૂપ અને પ્રેમી પ્રતમાંના દરશન ન થતાં પાંચ છ મહીના તેનો વિયોગ રેહે એટલાજ માત્ર ચીંતા થાય છે! વળી તેની મારા ઉપર કાંઇ ઓછી ભકતી નથી. 'હું બહાર ગામ જાઉંછું' એમ તેને કહોશ, તે વખતે તેણીના જીવને કાંઇ ઓછું દુઃખ થનાર નથી. (ઘડીઆળ જોઇને) અરે! આઠ તો વાગી ગયા, એટલે હવે પ્રિયા ભાગીરથીને આવવાનો વખત થયો. (આમ તેમ ફરે છે.)

(એટલામાં ભાગીરથી આવે છે.)

ભાગીરથી—આજ તો કાંઈ ભારે ગડબડમાં પડેલા દીસો છો તે શું?

કરૂણાશંકર—અરે પ્યારી, હું તો ઘડીઆળ સામું જોઇને વિચાર કરતો હતો કે આઠ વાગી ગયા ને તારાં દરશન થયાં નહીં.

ભાગીરથી—વળી મારાં દરશન શાં? હું તો તમારી શેવામાં હાજર થવા સારૂં સાત વાગે ઘેરથી નીકળી હતી, પણ રસ્તામાં કેટલાક ઓળખાણના માણસો મળ્યાં તેથી તેમની નજર ચુકાવતાં વાર લાગી. મેં આપના જેવા માણસ સાથે કાંઇ એવો સ્નેહ કર્યો નથી કે તેમાં બેઇમાનપણું થાય. દીવસમાં એક વાર તમારાં દરશન કરવાને હું ઘણી અધિરી બની જાઉં છું, પણ ઘરમાં માણસો ઘણાં તેથી વાર લાગે; બીજું કાંઇ સમજતા માં.

કરૂણાશંકર—વાહ! ભાગીરથી માત્ર તારાજ મનમાં મારા દરશનનું અધિરાપણું થાય છે એમ નથી. હું કચેરીમાં જઇ મારા નોકરીના હુદ્દા ઉપર બેસું છું, પણ કામ કાજ સુઝતું નથી. આખર સાલ આવી તેથી કામનો ઘોંટાળો એટલો બધો વધ્યો છે કે રાતના નવ વાગતા સુધી બેસાડવાને કારકુનો મારી પાછળ લાગ્યા રેહેછે. અહીં તો તારા પ્રેમમાં મારૂં મન ઘણુંજ લપટાયલું, તેથી સાંજ પડી કે ઘર તરફ આવવા શિવાય બીજું કાંઇ ગમતું નથી. વળી કેટલીક ગામડાંઓમાંથી મ્હોટી તકરારો આવી છે તેથી ત્યાં જવાનું છે, પણ જ્યારે તારી પ્રીતી તરફ નજર કરૂં છું ત્યારે તો એમજ થાય છે કે નોકરી છોડી દેઇએ તો વધારે સારૂં; પણ તારો વિયોગ વેઠીને બાહાર મુસાફરી જવું નથી.

ભાગીરથી—અરે વ્હાલા! એ દુઃખ તો પરસ્પર સરખુંજ છે. તમે બાહાર ફરો ત્યારે મારી શી દશા? તમે મુસાફરીમાં

મોજ ભોગવો, પણ મારે તો તમારા વિના મરવા વેળા આવી જાય. પૈશાનો ફાયદો થતો હોય તો જવુ, પણ મને જોડે તેડી જાઓ એટલે આપણા સ્નેહનું સાર્થક થાય.

કરૂણાશંકર—તારા પ્રેમી શબ્દોનો એક પણ જવાબ દેવાને મારી હિંમત ચાલતી નથી. ઘરની સ્ત્રી છે તે અદેખી છે, નહીં તો તને મારા ઘરમાં રાખતા સુધી પાછો પડું નહીં. તારી સાથે જે પ્રેમ બંધાયલો છે તેમાં મારો તો એવો નિશ્ચય છે કે કદાપી નોકરી જતી રેહે તો કબુલ; પણ તને એકલી મુકીને બહાર ફરવા જાઉં જ નહી.

ભાગીરથી—(મનમાં) આ વખતે આતો કેવળ મારા પ્રેમમાં આંધળો બન્યો છે, પણ જાણતો નથી કે તારા જેવા કેટલાક અજ્ઞાન માણસોને ભીખ મંગાવી છે. પેલો કેવળલાલ બીચારો ઘણા દિવસથી મારી ખુશામત કરે છે અને કહે છે કે કદા મને નોકરી અપાવીશ તો તારો બદલો વાળી આપીશ. વળી તે આપણો સગો પણ છે અને વધારે ભણેલો નહીં, એટલે બીજો કોઇ માણસ એને રાખનાર નથી. આ કરૂણાશંકર માત્ર મનેજ દેખે છે, માટે ધીરે રહીને એ વાત કાહાડું (ઉઘડ) મારા પ્યારા કરૂણાશંકરજી! આપણા અને મારા વચ્ચે જે પ્રીત ભાવ ચાલે છે તે હું મ્હારે મ્હોડેથી કહી શકતી નથી, પણ ઇશ્વર જાણે છે. મારા સમાગમથી આપને શુંશુ સુખ મળનાર છે તે જેમ જેમ આપની નજર આગળ આવશે તેમ તેમ જોશો. તમારી પાસે

પૈશા કઢાવવા સારૂંજ હું કાંઈ મીઠું મીઠું બોલતી નથી; પણ મારા અંતઃકરણમાં આપની પ્રીતીનું મુળ ચોડી ગયું છે તેથીજ. વારૂં, એક કામ બની શકે એમ હોય તો આપના તરફ આવવામાં મને કેટલીક અડચણો નડે છ તે દુર થાય.

કરૂણાશંકર--ભાગીરથી તારી તરફનું ગમે એવું અઘરૂં કામ હશે તો તે કરવાને હું શકિતમાનછું, અને તેમાં પણ વળી મારા તરફ આવતા તને અડચણ થવા સરખુ શું છે?

ભાગીરથી--(હશીને) બીજુ તો કાંઇ નથી, પણ મારી નાતનો એક દુરનો સગો કેવળલાલ કરીને છે.

કરૂણાશંકર--વારૂ તેના તરફથી તને શી અડચણ થાય છે તે કહે.

ભાગીરથી—તે મુએ આજ છ મહીનાથી મારી પાછળ લાગ્યો છે, અને કહે છે કે તારા સ્નેહી અમલદાર પાસેથી મને નોકરી અપાવ; નહી તો તારી ફજેતી આખા ગામમાં કરીશ.

કરૂણાશંકર--પ્યારી, તું કહે છે તે ખરૂ પણ હાલ મારા હાથમાં એકે જગા રહી નથી, માત્ર બે કારકુનો છે તે એવા ખટપટી છે કે લાગ ફાવે તો મને પણ ઉરાડી મુકે. વારૂ, તે કાંઇ ભણેલો છે કે?

ભાગીરથી-- જ્યારે તમે મારી સાથે સાચો સ્નેહ રાખતા હશો ત્યારે તો આટલું કામ કરશોજ. નહી તો તમારા જેવા સરકારી માણુસો સાથે સ્નેહ કરીને ફજે

ત થવામાં અર્થ શો? તે કાંઇ વધારે ભણેલો નથી, પણ મારી ભળામણથી તેને નભાવી લેશો તો જાતે ચાલાક છે મેં આજ સુધીમાં તમને કાંઇ કામ કહ્યું નથી અને આટલું થવા સરખું કામ નહી કરો તો આજથી તમારે ઘેર મારે આવવું નથી.

કરૂણાશંકર—(હશીને) વાહ. સેહેજ વાતમાં આટલું બધું કેમ ધીકટ શું થવું મારો સરખો માણસનો હુધો કાંઈ તારી સાથે રહયો નથી કદાપી લાઇક નહી બને તો મારા પગારમાંથી કેવળલાલને પંદર વીસ રૂપઇયા આપીશ, પણ તારૂં વચન ખાલી જવા દેનાર નથી. કેવળલાલને મારી પાસે મોકલજે એટલે તેના અભ્યાસ વિશે ખાત્રી કરીને પછી ગોઠવણ કરીશ,

ભાગીરથી–[મનમાં] ધાટતો ઠીક બેઠો પણ હવે કેવળલાલ પાસેથી પઇશા કઢાવી લીધા પછી તેને કેહેવું, કેમકે તે લુચ્ચો છે એટલે તેનું કામ થઇ ગયા પછી મને જુવાબ પણ દે નહી (પ્રકટ) વ્હાલા, આજતો છેક અસુર થઇ ગયું છે, માટે કોઇ માણસને થોડેક સુધી મુકવા મોકલો એટલે પછીથી એકલી ચાલી જઇશ. તમે મારા ખરે ખરા પ્રાણજ છો, અને તમારા ઉપકારી બદલામાં મ્હારાથી મુદલ શેવા થતી નથી શું કરૂં! પરમેશ્વરે થોડોક ફેર રાખ્યો છે. નહી તો આપની સાથે મારૂં લગન થયું હોત તો, આમ છાની રીતે ઘેર જવાની જરૂર પણ શી રહેત?

કરૂણાશંકર–ખુલ્લી રીતે આપણો સમંધ જોડાયો નહી એમાં

કર્મેનાજ દોષ! તોપણ પરસ્પર અંતઃકરણથી તેવો પ્રેમ છે, તો પછી તેનીજ રીતે મન વાળવું. મારા જીગર! આ વખતે કોઇ વિશ્વાસુ માણસ ઘરમાં નથી, પણ રસ્તાની દેવડીપર આપણો ખાનગી શિપાઇ હશે તેને તેડાજો. સોંકુજ વાતમાં ક્રોધ આણવો એતો આપણા સમંધમાં અઘટિત જણાય છે.

ભાગીરથી—વ્હાલા, મારા મનમાં ક્રોધ છે નહી? દાસીથી પોતાના અજ્ઞાનપણામાં કાંઇ બોલાયું હોય તો તે ક્ષમા કરજો. હવે આવતા રવીવારે આવીશ. [જાય છે).

કરૂણાશંકર—ભાગીરથીના પ્રેમીપણાના બદલામાં કેવળલાલને જગા તો આપ્યા વિના ચાલનાર નથી; પણ પેલા જુના કારકુનોના હક્કપર પાણી ફરશે. તેમને નુકશાન થશે એટલે આપણે માટે ખટપટ કરવાને તેઓ ચુકનાર નથી! કોઇની કસુર વિના તેને નોકરીમાંથી કહાડી મુકવો કે લાભ ન આપવો એ અન્યાય થાય છે, પણ આપણ અમલદાર છીએ એટલે તાબાના નોકરોની કસુર કહાડતાં વાર શી?• ગમે તેમ અવળું સવળું કરીને એક માણસને રજા આપી કેવળલાલને ગોઠવી દઇશું.

(કામના કાગળો લેઇને પ્રાણશંકર આવે છે).

પ્રાણશંકર—(નમનકરી) સાહેબ, આ કાગળો જરૂરીઆત છે, માટે આપ સહીયો કરી આપો તો આજને આજ રવાના કરી દેઉં.

કરૂણાશંકર—[કાગળો જોઇને] અરે! આવા જરૂરીઆત

કાગળો આટલા દહાડા સુધી દફ્તરમાં બાંધી મુકવાનું કારણ શું હતું? કચેરીમાં તમે બરાબર કાળજી ન રાખતાં આમ તેમ ફરીને વખત પુરો કરોછો. હજુર ના સપાટા મારાપર પડ્યા કરે છે, અને તમે તો કાળજી થી કામકાજ કરતા નથી. હરામનો પગાર ખાઓછો, પણ કોઇ દીવસે તમે ઘેર બેસશો એમ મને લાગે છે.

પ્રાણશંકર—જી, સાહેબ. આપ તો અધિકારી છો એટલે નોકરોના ગુણદોષ નભાવી લેવા જોઇએ. મેં કાલે સાંજે આપને વિનંતિ કરી હતી, પણ તે આપે સાંભળી નહી. હોય, જ્યાંહાં સુધી નોકરી કરવી ત્યાંહાં સુધી જે દોષ મુકો તે સહન કરવો. આજ વીસ વર્ષથી આપના ખાતામાં નોકરી કરૂંછું, પણ કોઇ અમલદારને હાથે ટપકો ખાધો નથી. પગાર વધારવાને ભળામણો કરાવી નથી; કોઇ પ્રસંગે રજા વીના ગેરહાજર રહયો નથી. એટલું છતાં પણ આપ મને નિષ્કાળજીવાળો ગણોછો ત્યારે ઉપરી આગળ મારો શો ઉપાય!

કરૂણાશંકર—નહીં, નહીં. આજ સુધી તમે ગમે એવી કાળજીથી કામ કર્યું હશે, પણ આવા જરૂરીયાત કાગળો દસ બાર દીવસ દફ્તરમાં બાંધી મુકીને મને ખરાબ કરવો ધારોછો કે શું? હું તમને મારા ખાતામાં કદી રાખનાર નથી. તમારાથી કામ ન થતું હોય તો કોઇને બદલીપર મુકો; પણ સરકારી કામમાં હરકત આવે એતો મારે શરમાવા જેવું છે. પગાર વધારવાની વાત મ્હારા હાથમાં છે નહીં.

પ્રાણશંકર—સાહેબ! હાલ આપણી કચેરીમાં બે ચાર નવા નોકરો રાખવાનું આપ એક વખતે કેહેતા હતા, તેમાં મને ગરીબ માણસને કાંઇ ઉપકાર કરશો તો જીંદગી સુધી ભુલનાર નથી. દયાશંકર કે બીજા કોઇ નવા માણસ કરતાં હું જુનો નોકર, એટલે ન્યાયની રીતે મારો હક્ક ખરો; પછી જેવી આપની ઇચ્છા.

કરૂણાશંકર—(ક્રોધથી) નવી જગાઓમાં પગાર વધારવા જેવા તમે લાયક નથી. તમે કેવળ આળસુ છો, પણ માત્ર તમને જુના જાણીને નભાવી લેઉં છું. આજના કાગળો પરથી તમને બરતરફ કરત, પણ તમારી દયા જાણીને રાખ્યા છે.

પ્રાણશંકર—(મનમાં) આ વિષયાસક્ત અમલદારના મનમાં કાંઇ ભુત ભરાયું છે, તેથી મને જુના હક્કદારને ફાયદો આપનાર નથી. કોઇ આની ભળામણ આવી હશે માટે આવાં ખોટાં બ્હાનાં કાહાડીને મને ખરાબ કરશે. આવા માણસ પાસે ગુલામગીરી કરવા કરતાં રાજીનામું આપી ઘેર બેસવું એ વધારે સારૂં છે. (ઉઘાડ) અરે સાહેબ! આપ આ જગાપર આવ્યા તે પેહેલાં હું કામ કરૂં છું, અને આજ સુધીમાં મને નાલાયક કે વધારે ઓછું બોલીને મારો હક્ક ડુબાવવા કોઇ શકતીમાન થયો નથી. પણ "બ્રાહ્મણસ્ય બ્રાહ્મણોરીપુ" આ શ્લોક મને આ પ્રસંગે યાદ આવ્યો છે. મને ફાયદો આપતી વખતે આપ મારી કસુર બતાવો છો એટલે. હવે ઉપાય નથી! કોઇનો હક્ક ડુબાવી બીજાને ફાયદો આપવો

એ વાત ન્યાયી પરમેશ્વર સારી રીતે સમજશે. બુરૂં કરનારનું બુરૂં થાય છે, આ વાત આપ જાણો છો એટલે વધારે શું બોલું?

કરૂણાશંકર—અરે ચંડાલ! તું મારા તાબાનો માણસ આમ ઉપદેશ કરવાનાં બાપણા બોલવાની હિંમત રાખે છે કે? ચાલ, જા. તને મુદલ ફાયદો મળનાર નથી. અધિકારી સાથે કેવી સભ્યતાથી બોલ ચાલ કરવી તેની તો તને ગતા ગમ નથી, અને વળી મ્હોટી મ્હોટી વાતો કરી મને છેતરે છે કે શું?

પ્રાણશંકર—સાહેબ, મ્હોટા માણસનું મ્હોટાપણું તો માત્ર બોલવા ઉપરથીજ સમજાય છે. આપ નવા છો પણ મારા આગળ આપની જગાપરથી દસ બાર માણસો ચાલ્યા ગયા છે. મારે ફાયદો જોયતો નથી અને આપના હાથ નીચે હવે નોકરી પણ કરવી નથી. અરે ઇશ્વર! જ્યાં કામની કદર ન થતાં અંધેર ચાલે ત્યાંહાં નોકરી કરી અપમાન મેળવવા કરતાં ભીખ માગીને પેટ ભરવામાં હરકત શી છે? સાહેબ લો આ રાજીનામું.

(ફેંકીને ચાલતો થાય છે.)

કરૂણાશંકર—ખેદથી અરે! આ તો સારૂં થયું નહીં પ્રાણશંકર ખટપટીયો માણસ છે અને તેણે રાજીનામું આપ્યું એટલે આપણે માટે જોયતા ઉપાયો લીધા વીના રેહેનાર નથી. જુના અને ચાલાક નોકર સાથે દ્વેષ ભાવ બાંધ્યો, તે તો માત્ર ભાગીરથીની પ્રેમી નળામણ માટેજ હશે, હવે કેવળલાલને જોઉં પછી વિચાર.

[એટલામાં કેવળલાલ આવે છે).

કેવળલાલ--(સલામ કરીને) મેહેરબાન સાહેબ, ગઈ કાલે ભાગીરથીએ જે વાત કહી હતી તે આપના જાણવામાં હશેજ.

કરૂણાશંકર—હાં; પણ તમારૂં નામ શું?

કેવળલાલ—સાહેબ, મારૂં નામ કેવળલાલ. હું ભાગીરથીનો સગો થાઉંછું. એક નોકરી સારૂ મેં તેને કહેલું ત્યારે તેણે આપને ભળામણ કરવા કબુલ કરયું છે.

કરૂણાશંકર--ભાઈ, તમારે માટે તેણે કહ્યું તો છે, પણ હાલમાં જગા આપવાની સવડ નથી.

કેવળલાલ--સવડ હોય કે નહીં, તેની મારે શી ચીંતા છે? આપને પરસ્પર સમંધ ખરો હોય તો ગોઠવણ કરો, નહીં તો ઇશ્વર ઇચ્છા! મેં આજ સુધી કોઇની ભળામણ કરાવી નથી, અને તેમાં સ્ત્રીયો આગળ આજીજી કરવા કંટાળું છું. પણ સમય ઉપર વિચાર કરીને તસ્દી આપી છે.

કરૂણાશંકર—વારૂં, તમે વિદ્યાનું જ્ઞાન કેટલે સુધી મેળવ્યું છે?

કેવળલાલ--જ્ઞાન તો લઘરીયાં ખાતું છે, પણ ઉપરના દમામથી કોઇને આડું અવળું બોલવા દેનાર નથી.

કરૂણાશંકર---ભાઈ, વિદ્યાના જ્ઞાન વિના મારાથી એકદમ કાંઈ થવા સરખું નથી.

કેવળલાલ--સાહેબ! વગ હોય તો વિદ્યાવાળા હવા ખાય છે. સર્વ કરતાં સ્ત્રીયોની વગ મ્હોટી એમ સમજીને ભાગીરથી આગળ મેં મારા દુખની વાત કહી છે. તેનું કહ્યું આપ માન્ય કરશો તો ઠીક છે, નહીં તો હું પણ

સમજીશ કે આબરૂદાર ગ્રહસ્થની દીકરી ભાગીરથી આપની સાથે સ્નેહ કરીને કેવળ ફસાઇ છે. આપની પરસ્પર જે વર્તણુંક ચાલે છે તે મને ખબર છે, અને જયારે હું કાંઈજ લાભ ન મેળવી શકું ત્યારે ફજેતી કરવાને પાછો હઠનાર નથી. એની વગથી મારૂં કામ થાય તો, સો રૂપૈઆ એને બક્ષીસ આપવાનું પણ મેં કબુલ કીધું છે.

કરૂણાશંકર--(મનમાં) આ ચંડાળ આપણી બધી વાત જાણે છે, એટલે એને ગોડવ્યા વિના ચાલવાનું નથી. (ઉઘડ) ભાઈ, ઠીક છે તમે કાલે બાર વાગે મ્હારી પાસે કચેરીમાં આવજો, એટલે વિચાર કરીશ.

કેવળલાલ--મને ફાયદો આપશો તો આપનો અને ભાગીરથીનો અત્યંત ઉપકાર માનીશ. (જાય છે.)

કરૂણાશંકર--(એકલો સ્તબ્ધ બની) ભાગીરથી તો મને પણ ભુલ થાપ દેવા લાગી ખરી. એ કાલે અહીં આવેલી, પણ કેવળલાલ પાસેથી પોતે રૂપૈઆ લેનારી છે એમ તો કાંઇ કીધુંજ નહીં. પણ એની પ્રેમ ભાવના આગળ એવા નજીવા દોષ મનમાં લાવવા ઠીક નથી. હોય, ઘણેક ઠેકાણે એવી રીતે ચાલે છે કે મ્હોટા ઘરના ગરીબ માણસો ગરજવાન પાસેથી પૈસા કઢાવી પોતાનુ પેટ ભરે છે. પેલી પ્રાણશંકર વાળી ખાલી પડેલી જગા કેવળલાલને આપીશું, અને કામ નહીં આવડે તોપણ ભાગીરથીની ભલામણ ખાતર એને નભાવી લેઇશું. પ્રેમભક્તીમાં લિન

પએસ્ત્રીની ભળામણુ પાછી ફેરવું તો તેણીને ખેદ થાય; અને આપણો સંસારીક સુખનો બધો આધાર તો તેના ઉપર છે! ઠીક છે, આજ કચેરીમાં કેવળલાલ આવશે એટલે જાણે ઓળખતા નથી એમ લોકોમાં ડોળ બનાવીને ગોઠવી દઇશું. (ટેબલપરથી બુકો લઇને) લાવ આજ કાંઈ ચેન પડતું નથી, માટે થોડુંક વાંચું, પણ અરે! ભાગીરથીના પ્રેમમાં મારૂં મન ઘુચવાયું છે, એટલે બુકો વાંચવા તરફ લક્ષ લાગતું નથી! (ઘડીયાળ તરફ નજર કરી) ઓહો! વિચારમાં ને વિચારમાં તો દસ વાગી ગયા! ચાલ, હવે જમવાનું અટપીને કચેરીમાં જાઉં. (જાય છે)

---

# પ્રવેશ ૪ થો.

સ્થળ—રામકોરનું ઘર.

રામકોર—(ખેદથી) આજ કાલ કરતાં વીસ વર્ષથી હું આ-ધંધો કરૂં છું, પણ સખીદાસ શેઠના છોકરા જેવો બીજો એકે માણસ ઉદાર મનનો મારા જોવામાં આવ્યો નથી. પેલા બે ચાર જણા અહીંયાં સરકારી કામમાં હતા તેમણે પણ લુચ્ચાઇ કરી, મહા મેહેનતે મ્હોટા મ્હોટા ગ્રહ-સ્થ લોકોની સ્ત્રીઓને તેમની શેવામાં હાજર કરી; પણ તે રંડાઓ બેઇમાની થઇને આગવો કારભાર કરવા લા-ગી. મારી પચાસ વર્ષની ઉમર થઇ ત્યાં સુધીમાં અ-નેક પ્રકારના પ્રપંચ કરીને જુવાન સ્ત્રીયો અને પુરૂષો નું ઓળખાણ કરયું; પણ હું તો ભીખારીની અવસ્થા ભોગવું છું. પરમેશ્વરને ભુલી જઇને આજ સુધીમાં મેં

જે પાપ કર્મ કર્યાં તે મારા મરણ પછી મને નડશે! બીચારા વિલાસદાસે આ વખતમાં મને દોઢસો રૂપૈયા ન આપ્યા હોત તો, મારે ઝેર ખાઇને મરવું પડત. ધણીક રાંડેલી સ્ત્રીઓ દળણું. ખાંડણું વિગરે મેહેનત મુજુરી કરી સુખમાં દીવસો કાહાડે છે; અને આ ધંધામાં સુખ હશે એમ ધારી લોભનો માર્યો મેં કુટણખાણા નો ધંધો કરવા માંડ્યો, તેમાં પણ લાભ ન મળ્યો. અરે! મેં આ માણસ જાતમાં અવતાર ધારણ કરીને કાંઇ પણ સુક્રીત ન કર્યું! પેલા ચકોરદાસ શેઠની છોકરી ભાગીરથી ઉપર મારો વિશ્વાસ હતો કે તે મને જીવતાં સુધી પાળશે, પણ જે દીવસથી તેના બાપે જાણ્યું છે, તે દીવસથી એ બીચારી અહીંયાં આવતીજ. નથી. વિલાસદાસના દોઢસો રૂપૈયા મેં જાત્રા જવાનું નામ દઇને લીધેલા તેનો માગનારને આપી બેઠી છું. ભાગીરથી આવતી નથી કે તેનું કરજ વળે. હે ઈશ્વર! મને આ ધંધો કરવાની જે મતી સુઝી છે, તેવી આ વખતે કાંઇ સુઝાડ?

[એટલામાં ભાગીરથી આવે છે.]

ભાગીરથી—કેમ, ડોશી આજ ઉદાશ થયાં છો?

રામકોર— કાંઇ નહી બેહેન, ઘણા દીવસથી તારૂ આવવું થતું નથી, તેથી તેજ ફીકરમાં હું હતી.

ભાગીરથી—અરે, તે દાહાડે તો મ્હારી બહુજ ફજેતી થઇ.

રામકોર— વારૂ શાથી જે?

ભાગીરથી—તમારે ત્યાંહાંથી ગયા પછી પેલા અધિકારીનો

સીપાઈ મને તેડવા આવ્યો હતો.

રામકોર—વારૂ પછી શું થયું?

ભાગીરથી—પછી તેની સાથે રાતના નવ વાગે હું તેમને ઘેર ગઇ. બીજે દાહાડે સવારના ચાર વાગે મારે ઘેર જતી હતી એટલામાં—

રામકોર—અલી, તારા બોલવાપરથી એમ જણાય છે કે તું કાંઇ મ્હોટી ધાસ્તીમાં આવી પડી હોય. માટે જલદી કહે એટલે મારા જીવને સંતોષ થાય.

ભાગીરથી—એટલામાં બે ત્રણ ઓળખાણના માણસ મળ્યા, તેમણે બધી વાત મારા બાપને કહી દીધી.

રામકોર—હાય હાય પછી તને શું કહ્યું?

ભાગીરથી—મને ઘણો માર માર્યો, અને લોકોમાં ખબર પડવાથી મારી ઘણીજ ફજેતી થઇ. ઘરમાંથી કાહાડી મુકતા હતા, પણ કેટલાક સારા માણસોએ તેમને સમજાવ્યા તેથી તે વિચાર બંધ રાખ્યો છે. પેલા અધિકારી ઉપર દ્વેષ રાખીને બે ચાર માણસો પાસે રૂસ્વત લીધાની ફરીયાદી કરાવી છે, તેથી તે પણ પોતાની નોકરી પરથી દુર થશે.

રામકોર—બેહેન, તારે સારૂ તેને નોકરીમાંથી દુર થવું પડશે. વારૂ, પછીથી તને તે મળ્યો હતો કે?

ભાગીરથી—હા, એક વખત મળયો હતો.

રાકોમર—તેણે તને શું કહ્યું? કાંઇ આપ્યું તો નહી હોય.

ભાગીરથી—તેણે એમ કહયું કે મારા ઉપર ફરીઆદ થઇ છે તેથી હું રાજીનામું આપીને જનાર છું, પણ તારા સારૂ દર

મહિને પચાસ રૂપૈઆ મોકલી દઇશ, અને બનશે તો આ-
વતો પણ જઇશ. હમણા તો પાંચસેં રૂપૈયા આપ્યા છે.

રામકોર—(ખુશી થઇને) અલી! તું તો બહુ પોહોંચેલી માયા છે.
વારૂ, તેં એની પાસે આટલા બધા રૂપૈયા શી રીતે કઢાવ્યા?

ભાગીરથી—મેં તેને કહ્યું કે તમે ગયા પછી મારી શી વલે?
તમે તો બીજી સ્ત્રીઓ સાથે પ્રીતિ જોડશો, પણ મારે તો
તમારા વિના કોઇ ઉપર આધાર રહ્યો નથી! તમારા વિ-
યોગથી મારા દવસો જવા કઠણ છે. એવી રીતે સ્ત્રી
ચાતુર્યતાની યુક્તીથી નમૃતા ભરેલા વચન કહીને તેના
મનમાં પાકો વિશ્વાસ બેસાડી દીધો.

રામકોર—અલી ભાગીરથી, પોતાની પડતી સ્થીતીમાં પણ
તેનો તારા ઉપર આટલો બધો પ્રેમ છે, માટે તારે
પણ તેના એકલાનાજ ઉપર આકીન રાખવું જોઇએ.

ભાગીરથી—ડોશી, મારી પંદર વર્ષની ઉમ્મરમાંથી તમારી
સાથે ઓળખાણ કરીને દીવસો ગાળું છું. તમે મને
હમેશાં એજ ઉપદેશ કરતાં હતાં કે અજ્ઞાન અને કામાંદ
પુરૂષોને ગમે તેમ સમજાવીને પૈશા કાહાડી લેવો. હવે
આજ આમ ઠપકો દીઓ છો એનું કારણ શું?

રામકોર—વાહ! મારો ઉપદેશ તને બરાબર લાગ્યો છે. પણ
વારૂં, પેલો વિલાસદાસ તારે માટે પચાસ રૂપૈઆ
આપી ગયો છે, માટે તેનું કેમ કરીશ?

ભાગીરથી—તેને કેહેજો કે માત્ર પચાસ રૂપૈઆમાં હું મારી
આબરૂ ગમાવું નહીં; અને હવે રોજ રોજ મારાથી
તમારે ઘેર પણ અવાશે નહીં. કેમકે તે

દીવસે પકડાયા પછી મારા બાપે ઘણોજ બંદોબસ્ત રાખ્યો છે, અને એમ કેહેતા હતા કે હવે પછી એની ચાલ ખરાબ માલમ પડે તો જીવથી મારી નાંખવી. ડોશી! હું તો આ ચીંતામાં બળી જઉં છું, પણ તમારી વૃદ્ધાવસ્થામાં તમને પાળવાં એમ સમજી દર આઠ દીવસે એક વાર તમારે ઘેર આવીશ.

રામકોર--(મનમાં) આ રાંડનો લોભ માતો નથી. મારી પાસે પ્રપંચ શીખીને મને પણ ઠગવાની યુકતી વાપરે છે. વિલાસદાસના સો રૂપૈઆ તો મ્હારે ખાઇ જવા છે માટે એને કાંઇ આડું અવળું સમજાવું. (ઉઘડ) બેહેન, પેહેલા પ્રસંગમાં જારતી લોભ કરીશ નહીં. તે મ્હોટા શેઠનો દીકરો છે એટલે થોડે થોડે ઘણો લાભ થશે, અને પચાસ કાંઈ થોડા નથી.

ભાગીરથી—જેવી તમારી મરજી. તમારૂં વચન લોપી શકતી નથી. (એમ કહી પચાસ રૂપૈઆ લે છે)

(પડદામાં)

(અરે રામકોર ડોશી ઘરમાં છે કે!)

ભાગીરથી—(અજબ થઇને) ડોશી, કોઇ મને શોધવા આવ્યું છે, માટે સંતાડો.

રામકોર—બેહેન, તારો સ્વભાવ તો ઘણોજ બીહીકણ છે. આપણે ઘેર તે વળી બીજો કોણ આવનાર હતો?

ભાગીરથી—ગમે તેમ હોય, પણ હું તો એક ખુણામાં સંતાઈ રહું છું. (સંતાઇ રેહે છે.)

(એટલામાં વિલાસદાસ આવે છે)

વિલાસદાસ—કેમ, ડોશી શી ખબરો છે?
રામકોર—સારૂં, ભાઇ તમે તો બહુ દાહાડે દેખાયા.
વિલાસદાસ—હા, જરા ગરબડમાં પડયો હતો.
રામકોર—તમારા જેવા શેઠ લોકોને ગરબડ શાની જો?
વિલાસદાસ—બીજી તો કાંઇ નહીં, પણ મેં તમને જે રૂપૈઆ આપેલા તે વાત મારા બાપે જાણી છે. માટે તેની તજવીજ કરો તો સારૂં.
રામકોર—(મનમાં) આ રડયો રૂપૈઆ માગે છે, પણ મેં તો વાપરી ખાધા છે. હવે કાંઈ પ્રપંચ ચલાવવો પડશે. (ઉઘડ) ભાઇ, તમે મને જે વાત કહી હતી તેના ખર્ચમાં વપરાયા છે.
વિલાસદાસ—અરે રાંડ! તને દોઢસો રૂપૈઆ ખરચ કરવાનું કોણે કહ્યું હતું? મારા બાપનો ઘણો તગાદો થાય છે, માટે રૂપૈઆ આપ.
રામકોર—ભાઇ, આટલો બધો ક્રોધ શા માટે કરો છો? પેલી ભાગીરથીના સમંધમાં ખરચ કરવાનું તમે મને કહ્યું હતું, તેથી તેને આપ્યા છે.
વિલાસદાસ—(હર્ષથી) હેં! ભાગીરથી માટે! અરે તેને માટે તો કદાપી પાંચશે થયા હોય, તોપણ ચીંતા નહીં વારૂં તે કયાં છે?
રામકોર—ભાઇ, તે અહીંયાં છે, પણ તમારાથી શરમાય છે.
વીલાસદાસ—ડોશી, હવે મારી શરમ રાખવાની જરૂર નથી; માટે તેને બોલાવો.
રામકોર—(ભાગીરથીને ઇસારાથી બોલાવીને) વીલાસદાસ, આ તારી ભાગીરથી આવી છે.

(એમ કહીને, પોતે બાહાર જાય છે.)

ભાગીરથી—(શરમાતી હોય એમ બતાવી પ્યારા હું આજ સુધી ઘણોજ શોક કરતી હતી પ નમારૂં કરેન થયું નહી.

વીલાસદાસ—ભાગીરથી, હવે સ્નેહ કરીને શરમાવું તને ઘટતું નથી, જેવા તુ મારા ઉપર પ્રેમ રાખે છે તેથી દસ ઘણો હું પણ રાખું છું.

ભાગીરથી—આપ રાખો એમાં શી નવાઇ? આપના જેવા સમજુ માણુસને તો એજ યોગ્ય છે કે ઝાલ્યું તેને છોડવું નહીં.

વીલાસદાસ—આજ ત્રણ ચાર મહીનાથી રામકોરને કહેલું, પણ તારો મારો યોગ આવતો નહોતો.

ભાગીરથી—જુઓ, હું સારા ગ્રહસ્થની છોકરી એટલે પીરકા પુરૂષ સાથે સ્નેહ કરી ફજેત થતી નથી પણ તમારે માટે રામકોર ડોશીએ ખાત્રી કરીને કહ્યું કે એ માણુસ તારી ફજેતી નહીં કરે અને પૈસા પણ આપશે.

વિલાસદાસ—તારાથી કાંઇ વધારે નથી તને આપવા સારૂ તો બે મહીના આગમચ બશેં રૂપૈઆ રામકોર ડોસીને આપી મુકેલા છે.

ભાગીરથી—(મનમાં) રાંડ રામકોરે તો મારામાંથી પણ સો રૂપૈઆ બટાવ ખાધો. ઠીક છે, આ માણુસના તો માત્ર એકજ વખતમાં પચાસ રૂપૈઆ પડાવી લઉછું (ઉઘડ) પ્યારા શેઠજી, તમારા જેવા માણુસ પાસેથી એટલા રૂપૈઆ લેવા કરતાં કાંઇજ ન લેવુ, એ વધારે સારૂં.

વિલાસદાસ—ભાગીરથી, તારા કરતાં કાંઇ વધારે નથી. તારી

લાયકીના બદલામાં તો હજાર રૂપૈઆ પણ થોડા છે. વારૂ, હવે મારી સાથે સ્નેહ કરવાની તારી ઇચ્છા છે કે નહીં?

ભાગીરથી—અરે પ્યારા! તમારા જેવા માણસ સાથે સ્નેહ કરવાને કેઇ અભાગ્યણી ના કેહેશે? મારૂં મન તમારા ઉપર વિશેષ છે. (એમ કહી કામચેષ્ટાનાં લક્ષણ બતાવે છે.)

વિલાસદાસ—(હર્ષથી) વાહ! તારા જેવી ખરો પ્રેમ દેખાડનારી સ્ત્રી ઘણીજ થોડી હશે. હું તારા મધુર ભાષણથી કામાંધ થયો છું, પણ અત્યારે અહીં બેસવા જેટલી વેળા રહી નથી. કૃપા કરીને કાલે આવે તો સારૂં.

ભાગીરથી—તમારી સેવા બજાવવાને તમે જે વખતે કેહેશો તે વખતે હાજર છું.

(એટલામાં કરૂણાશંકર આવે છે.)

કરૂણાશંકર—[ક્રોધથી) અરે રાંડ! હું તારા ઊપર સંપુર્ણ પ્રીતિ રાખતો હતો, અને તું આ કુટણીને ઘેર આવવા લાગી કે?

ભાગીરથી—પ્યારા, હું તમારે માટેજ અહીંયાં આવી છું. ઘણા દીવસથી આપનો વિયોગ પડ્યો તે ટાળવાનો ઊપાય રામકોરને હાથે ઝટ બને એમ ધારીને આવેલી, પણ તે બહાર ગઇ છે.

કરૂણાશંકર—(વિલાસદાસને દેખાડી) લુચ્ચી ભાગીરથી! આ પુરૂષ સાથે વ્યભિચાર કરવા સારૂં અહીંયાં આવી છે, અને મારા આગળ તું તારાં સ્ત્રી ચરીત્રના પ્રપંચ ચલાવે છે? અરે! મેં તારે સારૂ સરકાર દરબારમાં અપમાન મેળવ્યું, સ્વરૂપવાન સ્ત્રી તજી, શિખેલી વિદ્યાનો

સારો ઉપયોગ કરવાનો વખત તજી માત્ર તારા મોહમાં લપટાઇને ભમતો ફરૂં છું. તે છતાં પણ તારા મનમાં આવું કપટ! આજ મારી ખાત્રી થઇ કે તું એક પાકી વ્યભિચારીણી સ્ત્રી છે; માટે તને ઘટિત શિક્ષા કરવી જોઇએ. અરે રાંડ! તું કેવળ પૈશાનો લોભ રાખતી હતી તો તેં મને પ્રથમથી કેમ ન જણાવ્યું? આજ સુધીમાં મારા તરફથી હજાર બે હજાર રૂપૈઆ તને પોહોચ્યા, તોપણ લોભ રાખીને એક નાદાન વાણીયા સાથે સ્નેહ કરવા તૈયાર થઇ. તને ધિઃકાર છે!! (એમ કહી બે ચાર સોટીયો મારે છે, તે જોઇ વિલાસદાસ નાશી જાય છે.)

ભાગીરથી—અરે મુવા! તારા જેવા ઘણાક અજ્ઞાન માણુસો ભટકી મરતા હતા, પણ મેં કોઇની સાથે હમેશાંનો સ્નેહ કર્યો નથી. મેં તારા જે પૈસા ખાધા હશે તેના બદલામાં તારી સેવા બજાવેલી છે. તેં મને ગરીબ અબળાને વગર વાંકે જે માર માર્યો છે તેનું પરિણામ જોજે. તારી આબરૂના કાંકરા કરી નાંખુ, તોજ મ્હારૂં નામ ભાગીરથી ખરી. મુવા કામાંધ, બળ્યું તારૂં જ્ઞાન, અને બળ્યો તારો સરકારી ઓહ્દો અરે! હજારો લોકો વચ્ચે મારૂં લગ્ન કરનાર ધણીની હું થઇ નથી, તે તારા જેવાની શી રીતે થાઉં? પીટયા કુચણા, પારકી સ્ત્રીયોના નાદમાં પડયાથી શો લાભ થાય છે, તેનો ખરેખરો ચમત્કાર હું મારા સ્ત્રીચરીત્રથી તને દેખાડી આપીશ. (બંને જાય છે.)

# અંક. ૨ જો.

## પ્રવેશ ૨ જો.

સ્થળ-સુરતમાં વખતદાસનું ઘર.

વખતદાસ—તું કમળાંની માફીજ ઉદાશ દીસે છે, તેથી એમ સમજાય છે કે તને કાંઇ ચીંતા હશે.

હીરાલક્ષ્મી—આપના જેવા પતિ છતાં મ્હારે તે શેની ચીંતા હોય!

વખતદાસ—ગમે તેમ હોય, પણ તું મારાથી છાનું રાખે છે.

હીરાલક્ષ્મી—પતિ, આપનાથી છાનુ રાખવા જેવું કાંઇ નથી. ચીંતા માત્ર એટલીજ છે કે આપણી ચતુરલક્ષ્મીનું લગ્ન કરે આજબે ત્રણ વર્ષ થવા આવ્યાં, પણ તેને તેડાવવાનો તેના સાસરા તરફથી કાંઈ કાગળ આવ્યો નહીં.

વખતદાસ—પ્રિયા, ચતુ લક્ષ્મી જેવી સદ્ગુણી પુત્રી આપણે ઘેર કાંઇ વધારે પડનાર નથી.

હીરાલક્ષ્મી—એ સર્વે વાત ખરી, પણ છોકરી તો સાસરેજ શોભે આપણા ઘરનું અત્યંત સુખ હોય, તોપણ પીયરમાં રહ્યાથી અનેક પ્રકારની વિટંબના આવી પડે છે.

વખતદાસ—સાંભળ, તું કહે છે તે હું બધું સમજું છું. આપણે છોકરી દીધી એટલે તેમના કરતાં આપણી પાયરી નીચી ગણાય છે. માટે ગમે તેટલા દીવસો થાય તોપણ "ચતુરલક્ષ્મીને તેડાવો" એવો પ્રથમથી આપણે પત્ર લખી શકાય નહીં.

હીરાલક્ષ્મી—આપ સર્વ વાતે જાણ છો, એટલે હું મ્હારે મોઢેથી શું કહું? પોતાની અવસ્થામાં આવ્યા પછી

છોકરી અહીંયાં રેહે અને દુષ્ટ સહિયરોની સંગત થાય તો, પર પુરૂષ સાથે વ્યભિચાર કરીને આપણું નામ બોળે. માટે તમે પત્ર લખો તો ઠીક.

વખતદાસ—ઠીક છે, બે ચાર દીવસ વાટ જોઇએ, અને તેટલામાં પત્ર યા કોઇ તેડાગર નહીં આવે તો, પછી લખીશું.

[પડદામાં)

"વખતદાસ ધરમદાસકા ઘર કીધર હૈ?"

વખતદાસ—(સાંભળયું હોય એમ) અરે! બહાર કોઇ ટપાલનો સીપાઇ બુમો પાડતો હોય એમ લાગે છે. (બહાર આવી) કેમ, ભાઇ કોનું કામ છે?

સીપાઇ—વખતદાસ સેઠકા કામ હૈ.

વખતદાસ—શું કાગળ બાગળ છે કે? હોય તો મારૂંજ નામ વખતદાસ છે.

(શિપાઇ—હાં, એ તુમેરા કાગજ હૈ. (આપીને જાય છે.)

વખતદાસ—[ઘરમાં આવી) આ કાગળની છાપ ઉપરથી તો જણાય છે કે ચતુર બેહેનના સાસરા તરફથીજ આવ્યો હોય.

હીરાલક્ષ્મી—આપ ફોડીને વાંચો એટલે સર્વ સમજાશે.

વખતદાસ—હા, તેમજ કરૂં છું. [કાગળ વાંચે છે.)

હીરાલક્ષ્મી—(કાગળનો ભાવાર્થ સાંભળી) વાહ! તમારા વેવાઇએ કાગળ તો ઠીક લખ્યો છે! વારૂં, ત્યારે હવે ક્યારે મોકલવું ધારો છો?

વખતદાસ—આપણા ગોર ભુલાભટને બોલાવીને એક શુભ

દીવસ જોવરાવીએ, પછી મોકલવાની વાત, કેમકે દુરનો મામલો એટલે મુહુર્ત જોવું જોઇએ; પછી થવાનું હોય તો કર્મના લેખ કાંઈ જોશીથી પણ મટતા નથી.

હીરાલક્ષ્મી—પરસ્પર અંતરાત્માનો પરમેશ્વર એકજ છે. આ પત્ર આવ્યા પેહેલાં મ્હારા મનમાં એજ વિચાર ચાલતો હતો, તેથી મેં ભુલાભટને બોલાવવા સારૂ આપણા ચાકરને મોકલ્યો છે.

વખતદાસ—(મનમાં) ચતુરલક્ષ્મીને વિદાય કરતાં મારો જીવ ચાલતો નથી. જે વખતે તેનું લગ્ન કર્યું તે વખતે તો વિલાસદાસ નિશાળમાં ભણવા જતો હતો, પણ તેનું ચીત્ત ચળીત અવસ્થાવાળું દેખાતું હતું. જુવાનીના યોગે તરૂણ અને દુષ્ટ મિત્રોની સંગતથી કદાપી પારકી સ્ત્રીયોના નાદમાં પડ્યો હોય, ત્યારે મારી સ-કુમાર ગરીબ પુત્રીની શી દશા! હશે, પેહેલેથી એવા તર્ક ઉઠાવી ચીંતા કરવી એ ઠીક નહીં. (પ્રકટ) વાહ, તું ઘણીજ શાણી અને અગમ વિચાર કરનીરી છે. ભુલાભટને બોલાવવા મોકલ્યા એ કામ તેં બહુ શહાપણનું કર્યું છે.

હીરાલક્ષ્મી—એમાં મારૂં શહાણપણ કાંઇ વખાણવા જેવું નથી. સ્ત્રીયોનો ધર્મ છે કે ઘરના કામની પ્રથમથી કાળજી રાખીને ઘટતો ઉપાય કરવો. વારૂં, આપ શા ઉંડા વિચારમાં પડ્યા છો જે?

વખતદાસ—કાંઇ નહીં. આપણી ચતુરલક્ષ્મીને વિદાય કરતી વખતે તેને સાસર વાસો કરવામાં શો શો સામાન જોઇશું; તે વિચારમાં છું.

હીરાલક્ષ્મી—એમાં વિચાર શો કરો છો? આપણા ઘરની યોગ્યતા પ્રમાણે આપવું. વળી હમણા પુત્રી નીશાળેથી આવશે એટલે તેને પુછીને નક્કી કરીશ.

(ભુલાભટ આવે છે.)

ભુલાભટ—યજમાન રાજાનું કલ્યાણ થાઓ! કેમ, શેઠ શા કાર્યસર મને બોલાવ્યો છે?

બખતદાસ—આપણી ચતુર બેહેનને, સાસરે વિદાય કરવી છે, માટે એક શુભ મુહુર્ત કહાડી આપો.

ભુલાભટ—અસ્તુ. (એમ કહી પાઘડીમાંથી ટીપણું કહાડી ગ્રહ ગણે છે.)

હીરાલક્ષ્મી—ગોર મહારાજ, દીવાળી આવતા પેહેલાં એક દીવસ નીકળે તો સારૂં.

ભુલાભટ—(મનમાં) કુંવરીના ગ્રહ જોતાં આ પખવાડીયામાં એકે દીવસ સારો નથી; પણ આપણે તો જ્યાં ત્યાં કરીને દક્ષણા લેવી છે, એટલે એક દિવસ આણી મુકીશું. તેરશનો દીવસ ઠીક છે, પણ એ છોકરીના ગ્રહમાં એવો અવજોગ જણાય છે કે તે દાહાડે જાય તો પતિ સાથે થોડો ઘણો પણ વિરોધ થઇ નુકશાન થાય. હશે, આપણું ગજવું ભરાય અને યજમાન ખુશી થાય એવો માર્ગ શોધી કહાડીશું. (પ્રકટ) શેઠજી! કુંવરીની મીન રાશી થઇ, એટલે તેના શુભા શુભ ગ્રહનો વિચાર કરતાં માત્ર ધન તેરશ વિના બીજો એકે દીવસ સારો આવતો નથી. જ્યોતિષ શાસ્ત્રના મત્ત પ્રમાણે પશ્ચિમ દિશા તરફ જવાને કયા કયા વાર,

દિવસો અને નક્ષત્રો વર્જ છે તે સાંભળો.

रोहिण्यांचतथापुष्ये षष्ठीचैवचतुर्दशीः

भोमार्कगुरुवारेश्च नगच्छेत्पश्चिमादिपि ॥

વખતદાસ— ઠીક છે, ચતુરલક્ષ્મીને પુછ્યા પછી વિચાર કરીશું.

ભુલાભટ—શેઠજી, ત્યારે હું તો રજા માગુ છું.

હીરાલક્ષ્મી—ગોર મહારાજ, તમે ઠરાવેલા દિવસ ચતુરલક્ષ્મી કબુલ કરશે એટલે તમને તુરતા તુરત બોલાવવા મોકલશું. પછી તમે યથાવીધિએ તેને વીદાય કરજો, હાલ તો લ્યો, તમારા ફેરાનું ફળ.

(એમ કહી પાંચ રૂપૈઆ આપે છે.)

ભુલાભટ—(હાથમાં લઈ ખુશી થઈને) તમારૂં કલ્યાણ થાઓ, અને ચતુરલક્ષ્મી અખંડ સૌભાગ્યવતી થઈને સંપુર્ણ સુખ ભોગવો. શેઠાણી, મે કહેલ દીવસે બેહેનને જવાનું ઠરે તો મને બોલાવજો, એટલે યથાવીધિથી તેને વિદાય કરીશું. (જાય છે.)

(એટલામાં ચતુરલક્ષ્મી આવે છે.)

ચતુરલક્ષ્મી—માજી, આજ તમે આટલી બધી શી ગડભડમાં પડયાં છો જે!

હીરાલક્ષ્મી—બેહેન, તને તેડાવવા સારૂ તારે સાસરેથી એક કાગળ આવ્યો છે, અને આપણા ગોર ભુલાભટને બોલાવી દીવસ પણ નક્કી કર્યો છે. કેમ તારી શી મરજી છે?

ચતુરલક્ષ્મી—માજી, છોકરાંની મરજી તે શું પુછો છો? છોકરાં, માત પીતા અને દૈવને તાબે છે. માટે તમોએ જે ઠરાવ્યું હશે તે હું માથે ચઢાવીશ. માત્ર મારે જવાનો

દીવસ જણાવો તો ઠીક.

હીરાલક્ષ્મી—બેટા, આગળ બધા દિવસો અવજોગવાળા હતા માટે ધનતેરશનો દીવશ મુકરર કીધો છે.

ચતુરલક્ષ્મી—તમારી અને મારા પીતાની આજ્ઞા હશે તો, તેરશે જવા તૈયાર છું.

હીરાલક્ષ્મી—ઠીક છે બેહેન, તારી સહીયરોને મળવું હોય તો મળી લેજે; કેમકે તેરશ પરમદાહાડે છે.

ચતુરલક્ષ્મી—હા, તે હું જાણું છું. પણ હાલ તો હું મારી મેડીમાં જઇને થોડુંક વાંચું છું. (જાય છે.)

હીરાલક્ષ્મી—(વખતદાસને) હવે પુત્રીને વિદાય કરવાનો સખીદાસ તરફ એક કાગળ લખો તો ઠીક. પુત્રીના ગુણ જોતાં મને મ્હોટી ચીંતા થાય છે!

વખતદાસ—આજ લખું છું, પણ તને ચીંતા શી થાય છે તે કહે?

હીરાલક્ષ્મી—પરમેશ્વરનો નિયમ એવો હોય છે કે સ્ત્રી પુરૂષનું જોડું સરખું નિવડે નહીં, અને હોય તો વધારે વર્ષો ટકે નહીં. તેજ પ્રમાણે આપણી રત્ન સમાન અમુલ્ય ગુણવાળી પુત્રીને થાય, ત્યારે શી વલે?

વખતદાસ—(હશીને) અરે ગાંડી! એવા વ્હેમીક વિચારો પ્રથમથીજ કરીએ તો ચીંતામાંને ચીંતામાંજ મરી જવાય. એનું જોડું બરાબર નિવડે કે નહીં. તોપણ હવે શો ઉપાય? માટે જે કાળે જે થાય તે જોવું.

હીરાલક્ષ્મી—હું કાંઈ વ્હેમીક વિચારથીજ કેહેતી નથી, પણ મારા મનમાં આવી કલ્પના ઉઠી આવી માટે જંર ચીંતા કરૂં છું. હવે તમે આજને આજ પત્ર લખો.

વખતદાસ—પત્ર તો લખી મુક્યો છે, તું કહે તો તને વાંચી સંભળાવું.

હીરાલક્ષ્મી—આપે લખેલો તે બરાબરજ હશે, માટે વાંચી સંભળાવવાની જરૂર નથી.

વખતદાસ—(ચાકરને) અલ્યા ખીમા ક્યાં ગયો?

ખીમો—(આવીને) આમ શેઠ શાબ હું ક્યો સા.

વખતદાસ—લે, આ કાગળ હમણાં ને હમણાં ટપાલમાં નાંખી આવ, કેમકે પરમદીવસે સવારે ચતુરલક્ષ્મીને જવું માટે સામાન બાંધવાનો છે.

ખીમો—હારૂ શાબ, એક ડોટમેં આવું સું. (જાય છે)

વખતદાસ—કાગળ તો મોકલાવી દીધો, પણ આપણે વાળુ કરવાની કેટલી વાર છે?

હીરાલક્ષ્મી—સર્વ તૈઆર છે; તમે ઉઠો એટલી વાર.

વખતદાસ—વારૂં, તું ચતુર બેહેનને બોલાવ. હું થોડીવારમાં આવું છું.

હીરાલક્ષ્મી—તેણે અત્યારે વાળુ કરવાની ના કહી છે.

વખતદાસ—કેમ વારૂં?

હીરાલક્ષ્મી—આજ બપોરે તેણે મોડું ખાધું છે, માટે ભુખ નહીં હોય.

વખતદાસ—ઠીક છે, પણ તે કાંઈ રીસાઇ તો નથી કને?

હીરાલક્ષ્મી—ના, સમજુ છોકરાં રીસાયજ નહીં. ભુખ ના હોય એટલે વધારે આગ્રહ કરવો કામનો નથી.

વખતદાસ—વારૂં, ત્યારે આપણે ચાલો.

હીરાલક્ષ્મી—જેવી આપની ઇચ્છા. (બંને જાય છે).

---*-*---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—ચતુરલક્ષ્મીનું એકાંત ગૃહ.

ચતુરલક્ષ્મી—સમજુ સ્ત્રીઓને આ દુનિયામાં પોતાના પતિ વિના સર્વ સુખ વ્યર્થ છે. તે મેળવવાનો રૂડો અવસર તેં પાસે આણ્યો, માટે હે પ્રભુ! હું તારો ઘણોજ આભાર માનું છું, અને પુર્ણ ભાવે સ્તુતિ કરી એટલુંજ માગું છું કે મારા પ્રિય પતિ સાથે વિરોધ ન થતાં સંસાર સુખમાં નિમગ્ન રહી મરણાન્તે તારા ચરણાર્વીંદમાં આવી રહેવાય. વારૂં, મેં આજ સુધીમાં મારા પ્રીય સ્વામીને પત્ર લખ્યો નથી; માટે આજ લખીને તેમને શાન્તી પમાડું. (પત્ર લખે છે.)

માલિની વૃત.

મુજ મન થકિ ભક્તી, આપની હું કરૂં છું,
રહુ હર નિશ પાસે, આશ એવી ધરૂં છું;
શુભ દિન નકિ કીધો, તેરશે આવવાનો,
પ્રિય દરશનથી તો, લાભ ભારે થવાનો.
તમ વિણ નહિં પ્યારૂં, માનજો સત્ય ધારી,
બહુ વિધ અપરાધો, પત્રના લો ઉગારી;
વિરહ તણિજ વાતો, જાય નૈરે કહયાથી,
દુખ સઉ દુર થાશે, નાથ પાસે રહયાથી.
અવગુણ મમ જે જે, માહરા હોય ભારા,
નિકટ નજર મીઠીથી સુધારીશ પ્યારા.
બહુ દિન શ્રમ વેઠી, વારતા પાઠ કીધી,

પતિ પ્રિય કયમ થાવું. શીખ થોડીજ લીધી;
મન તણિ સઉ વાતો, સે'જમાં શું લખાશે?
ચહુ નિશ દિન આશા, સુખ વેગેજ થાશે.
(એટલામાં સરસ્વતિ આવે છે).

સરસ્વતિ—બેહેન ચતુરાં શું કરો છો?

ચતુરલક્ષ્મી—સખિ, હું આજ તારી વાટ જોતી હતી. એટલામાં તું આવી પોંહોચી. થોડી વારમાં ના આવી હોત તો, તને તેડવા સારૂ મોકલત.

સરસ્વતિ—બેહેન, તારા બોલવામાંજ ખુશી છે. તેડવા મોકલવા સરખું અગત્યનું કામ શું હતું?

ચતુરલક્ષ્મી—કામતો કંઈ ન્હોતું, પણ મારે સાસરેથી પત્ર આવ્યો છે.

સરસ્વતિ—વારૂ, ત્યાં સર્વે ખુશીમાં તો છે કે?

ચતુરલક્ષ્મી—હા. વળી મને તેડાવવાનું લખ્યું છે, તેથી હું કાલે જનારછું.

સરસ્વતિ—(હશીને) બેહેને ખાનગી પત્ર આવ્યા વિના આટલી બધી ઉતાવળ થાય નહી.

ચતુરલક્ષ્મી—નારે, બેહેન. ખાનગીતો કાંઇ નથી, પણ સસરાએ મારા બાપ ઉપર પત્ર લખ્યો છે.

સરસ્વતિ—સખિ, તું કાલે જનાર એટલે તારા સુખનો પાર નથી. પણ માત્ર તારા જેવી સહીરના વિયોગથી મને દુઃખ થશે! (કાગળ જોઇને) અરી બેહેન, આ કાગળ કોને લખ્યો છે? તારો મારો આટલો બધો સ્નેહ છતાં તું છાનું રાખે છે, એ ઠીક નહી.

ચતુરલક્ષ્મી—બેહેન, તારાથી કાંઇ છાનું નથી. મારા ગાંડા ઘેલા લખવામાં ભુલ હોય એમ સમજી તને દેખાડયો નહીં, (કાગળ આપીને) લે, આમાં કાંઇ દોષ હોય તો સુધારી આપ.

સરસ્વતિ—(વાંચીને) વાહ, તારા લખવામાં તે ભુલ હોય શેની, સખિ તારા જેવી સદગુણી સહિયરનું જોડું સદા આણંદમાં રહો, એટલુંજ પરમેશ્વર પાસે માગું છું.

ચતુરલક્ષ્મી—બેહેન, જેવી પ્રભુની ઇચ્છા હશે તેમ થશે. લગ્ન થયા પછી આજ સુધીમાં હું કાંઇ પતિના સ્વભાવથી જાણુ થઇ નથી.

સરસ્વતિ—સખિ, તું જાતે શાણી છે, એટલે વધારે કેહેવાની જરૂર નથી. પણ—

ચતુરલક્ષ્મી—બેહેન, જે કેહેવાનું હોય તે મનમાં રાખીશ નહી. સહિયરોનું લક્ષણ છે કે પોતાને યોગ્ય લાગે તે કેહેવું.

સરસ્વતિ—સાસરે ગયા પછી શી રીતે વર્તવું, તે થોડુંક કહું છું, સાંભળ—

રાગ શિતાજીના મહિનાનો

સુણ સૈયર ચતુર સુજાણ, કરૂ એક વિનતી;
રેજે સાસરીયાની માંહ, નમ્ર થઇને અતી.
સાસુ બોલે કદી કુવચન, મને નહી આણવું;
દીસે દુષિત કોઇનું કૃત્ય, (પણ) મુખેથી વખાણવું.
પતિ સાથે વધે બહુ પ્રેમ, એવી રીતે ચાલજે;

થાય કામથી જે અવિચાર, તેને સખિ ટાળજે.
પત્રદ્વારે સદા મુને લાભ, પ્રીતી તણો આપજે;
દુઃખ મ્હારૂ વિયોગનું જેહ, તેને આલી કાપજે.
પતિ હોય પરાઇનો ભોગી તો, મન માંહી રાખવું;
પુછે પેરે કદાપી લોક, બ્હેની નહી ભાખવું.
બહુ વિધ કરિ ઉપદેશ, એ વાત ભુલાવવી;
પતિ વિધાતણી હોય તેજ, સુમાર્ગમાં લાવવી.
રંગ વરતી કરે વ્હાલી વાત, એવી ટેવ તારી છે;
થાજો સર્વદા સુખી સુશીળ. આશીશ એ મારી છે.
તુને સિખ દેવા યોગ્ય, મતિતો મ્હારી નથી;
સર્વ વાતે સખિઘું સુજ્ઞ વધુ શું કહુ કથી?

ચતુરલક્ષ્મી—બ્હેની પરસ્પર ઘાડા પ્રેમમાં તેં જે મને ઉપદેશ કર્યો છે, તે મ્હારા હૃદયામાં ઉંડો ઉતરી પ્રતીમા રૂપે સજ્જડ જડાઇ ગયો છે. સખિ આપણું હેત વીસરીશ નહીં. (આંખમાંથી આંસું પાડે છે).

સરસ્વતિ—સખિ ચતુરા! તારા પ્રેમ ભરેલા રૂદનથી મ્હારૂ હૃદયું. ભરાઇ આવે છે? આવા શુભ અવસરે રડવું યોગ્ય નથી, માટે હીમત રાખ ી ત્યાંહાં પોંહોચ્યા પછી તારી અને તારા સ્વામીની કુશળતાનો કાગળ લખજે પણ બ્હેન, તું તારા પ્રીયતમના સુખમાં પડયા પછી અમને શાની સંભારીશ?

ચતુરલક્ષ્મી—વાહ! આપણા સમંધનો વિચાર કરે તો આમ બોલવું તારા જેવી સુજ્ઞ સહિયરને ઘટિત નથી. તું તારા પોતાના અવિશ્વાસને લીધે ગમે તેમ બોલે.

(પડદામાં)

"ગાડીની વખત થવા આવી છે?"

સરસ્વતિ—(સાંભળ્યું હોય એમ બતાવી)સખિ! હવે માત્ર થોડીજ વારમા તારાથી મારે જુદુ પડવું પડશે. બીજી સાહિયરો વિદ્યા સમંધી અધુરૂં જ્ઞાન મેળવી તારૂણ્ય તાના મદમાં આંધળી બની પોતાની આબરૂ ગુમાવે છે, તેવો પ્રસંગ આપણાવચ્ચે હજી સુધી બન્યો નથી. અને આપણી હઇયાની હામ તેમ બનેપણ નહીં, એવી મતી આપવા સારૂ પરમેશ્વરની સ્તુતિ કરીશ. બેહેન, સાસરે ગયા પછી હેત રાખજે.

ચતુરલક્ષ્મી—પ્રિય સખિ, આમ શું બોલે છે? સમજુ સહીયરોનું એજ લક્ષણ છે કે સુખમાં પડયા પછી આગલું ઓળખાણ વીસરવું નહી, અજ્ઞાન બાળકીયો અન્ય ઇચ્છાથી સાહિયરો કરી તેના વિચારોથી વ્યભિચારમાં પડે છે, તેવા હેતુથી મેં તારી સાથે સ્નેહ કરયો નથી. હું તારા પવિત્ર સ્નેહના વીયોગથી દુખી થાઉ છું, પણ બેહેની! તું ખચીત માનજે કે તારા મારા સ્નેહમાં અંતઃકરણથી વિસારો પડનાર નથી.

સરસ્વતિ—તુ જાતેજ ચતુર એટલે તને વધારે શીખામણ શી દઉ? સખિ સાસરામાં વર્તણુંક ચલાવવા વિશે આપણા અભ્યાસ વખતે જેજે પુસ્તકો વાંચ્યાં છે તેપ્રમાણે વર્તીશ, એટલે સંતોષ થશે શ્રૃંગારાદિ પુસ્તકો વાંચવાનો માહવરો રાખીશ નહીં; કેમકે તે વાંચ્યાથી ગમે તેવી સમજુ સ્ત્રીનું મન ભમી જાય છે. બેહેની,

હવે હું રજા માગું છું

ચતુરલક્ષ્મી—સખિ, તેં મ્હારી સાથે જે સ્નેહ રાખ્યો છે, તે જન્મ સુધી વિસરાય તેમ નથી- આજ સુધીમાં મ્હારાથી કાંઇ અઘટીત શબ્દો માત્ર સ્નેહના સમંધથી બોલાયા હોય તે તું ક્ષમા કરજે. આપણી શહાણી સહિયરોને બોલાવજે. મારા માતપિતાને દીલાસો આપજે, અને પત્ર લખવા વિસરીશ નહી.

સરસ્વતિ—તારા માત પીતા તે મ્હારાજ છે તેમની જરા પણ કાળજી રાખીશ માં બેહેન, હવે વાર કરશો નહી. ગાડીની વેળા થવા આવી છે.

(બંને જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—વખતદાસના ઘરનું આંગણું.

હીરાલક્ષ્મી—બેટા ચતુરા? તારા જેવી સદગુણી પુત્રીના વિયોગથી અમારા દિવસો જવા કઠણ છે, બેહેન, આટલી થોડીક બાત કહું છું તે તું સાંભળ.

"મારગ મુકોને કહું છું કાના ક્યારની જો" એ ગરબીની ચાલ.

સુણો ચતુર પુત્રી શિખ પ્રિય માતની જો;
આજ્ઞા લોપશો ન પતિ કેરા તાતની જો. સુણો. ટેક.
સાસુ માત સમી જાણી સદા વર્તવું જો;
સર્વ જન સાથે મિષ્ટ વચન બોલવું જો. સુણો. ૧
પતી એજ ઇશ માની કરો સેવના જો,
ક્ષમા કરજે કદિ હોય દોષ દાસના જો. સુણો. ૨

દયા, નમ્રતા, ને સત્યતા તો પાળવી જો;
દુષ્ટ પડોશીની સંગતિને ટાળવી જો. સુણો. ૩
તરૂણિયોની સાથે સ્નેહ ન કરવો કદી જો;
લાજ નાશ થઈ પ્રાપ્ત થશે આપદા જો. સુણો. ૪
કામ વિણ કદિ પરગ્રહે તો નવ જવું જો;
ધર્મ કર્મ યથા શક્તિથી કરે જવું જો. સુણો. ૫
શીખ માત કરી શ્રવણ કરો પ્રેમથી જો;
લાભ થશે તુંને સૌખ્યદાય એહથી જો. સુણો. ૬

શાણી પુત્રી! હવે તને ઝાઝું કાંઇ કહી શકાતું નથી. બેટા, તારા ડહાપણ આગળ વિશેષ કેહેવું વ્યર્થ છે, પણ થોડું કહેલું મનમાંથી વિસરીશ નહીં.

ચતુરલક્ષ્મી—માજી, આપે દીધેલી શિખામણ પ્રમાણે ચાલવાને હું કદી ભુલનાર નથી.

વખતદાસ—પુત્રી, તારા સદગુણ રૂપી પ્રકાશથી મ્હારૂં ઘર પુત્ર સમાન દીપતું હતું, પણ તેનો અંધકાર કરી તને વિદાય કરવી પડે છે! આજ સુધી તને કાંઈ લાડ લડાવ્યાં નથી, એ વાત મનમાં ન લાવતાં પિત્ર ભક્તિનો પ્રેમ વિસરીશ નહીં.

(આંખમાં ઝળઝળીયાં ભરાય છે.)

ચતુરલક્ષ્મી—પીતાજી, આપ શોક કરશો નહીં. તમો દયાળુ માત પીતાએ મને બાલ્યાવસ્થામાંથી ઉછેરીને કેળવણી જેવું ઉત્તમ બક્ષીસ અપાવ્યું, એથી બીજું વધારે શું જોઇએ છીએ? ન્હાનપણમાં અનેક પ્રકારનાં દુઃખ સહન કરી માત પિતાએ કરેલાં ઉપકારનો બદલો તેમના

વૃધ્ધાપકાળ વખતે યથાશક્તિ સેવા કરીને બાળવો, એ સજ્જન પુત્રીનું લક્ષણ છે. તે પ્રમાણે ન કરતાં તારૂણ્યતાના મદમાં સર્વ વાતો ભુલી જઇને કેટલાક દુષ્ટ છોકરા, છોકરીયો પોતાના માબાપને દુ:ખ દે છે. એવાં દુષ્ટ અને અજ્ઞાન છોકરાં આ દુનિયામાં માણુસ રૂપ અવતર્યાં પણ તેમને પશુ જેવાંજ સમજવાં. પીતાજી! આપના ઉપકારિક બદલામાં મારાથી આપની મુદ્દલ સેવા થઇ નથી, અને આજ સુધીમાં આ અજ્ઞાન બાળકોથી જે અપ્રાધો થયા હોય તે ક્ષમા કરજો.

લખનદાસ / હીરાલક્ષ્મી—પ્રીયપુત્રી! તારાં અમૃત સરખાં મીઠાં ભાષણથી હર્ષ, અને તારા વિયોગથી શોક એ બંન્ને અવસ્થા અમને આજ પેદા થઇ છે. બેટા, ત્યાંહાં પોંહોચ્યા પછી તારી ખુશીનો કાગળ લખવા વિસરીશ નહીં!

સહિયરો—સખિ ચતુરા, તારા સમાગમથી અમને જે લાભ થયો છે, તે આ સમયે બોલી શકાતો નથી. બેહેન! દુર ગયા પછી અમારો વિસાર પાડીશ નહીં.

ખીમો—બેન, ગાડી વેળા થઇ ગઇછે, માટે ઉતાવળાં ચાલો.

ચતુરલક્ષ્મી—(નમન કરીને ગદગદિત કંઠે) હે માત પિતા! હવે તમે પાછાં સિધાવો. છોકરીને ગમે તેટલાં લાડ લડાવ્યાં હોય, તોપણુ તે પારકું ધન કેહેવાય છે; માટે તન મુદ્દલ શોક કરશો નહીં, સખિયો! મારો અપ્રાધ ક્ષમા કરજો. તમો સર્વેનું હેત હું જીવતા સુધી વિસરનાર નથી! (એમ કહી ખીમા સહ સ્ટેશન તરફ જાય છે.)

[બીજાં સર્વે પાછાં ફરે છે.]

# અંક. ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળ—સખીદાસનું ઘર.

સખીદાસ—અહી, સુરત કાગળ લખે ઘણા દાહાડા થયા, પણ કાંઇ ઉત્તર આવ્યો નહીં.

દેવકોર—છોકરીને મોકલવી હોય ત્યારે ઉત્તર લખે કને? એ તો પોતાને ઘેર રાખીને માસ્તરાણી બનાવશે.

સખીદાસ—તારી જીભેથી કોઇ દીવસ સુધો જવાબજ નીકળ્યો નહીં. મેં તને સેહેજ વાત કહી, એટલામાં આ વા કઠણ શબ્દો બોલવાની શી જરૂર હતી?

દેવકોર—હું ભણેલી નહીં, એટલે જેવું આવડે તેવું બોલું, પણ તમારી ચતુરવહુ આવશે ને સુધું બોલશે.

સખીદાસ—વારૂં, ઠીક છે તું તારૂં બોલવું બંધ કર.

(કાગળો લઇને ઘેલો આવે છે.)

ઘેલો—શેઠ શાબ, આ બે કાગળો ટપાલનો સીપઇ આલી ગયો સે.

સખીદાસ—લાવ, જોઉં કોના છે?

ઘેલો—લ્યો શાબ. (એમ કહી આપે છે.)

દેવકોર—કોના કાગળો આવ્યા છે? બળ્યું ભણતાં ન આવડે એટલે દેખતાં આંધળાં જેવાં છીએ.

સખીદાસ—એના ઉપરની છાપ જોતાં સુરતના હોય એમ લાગે છે. (ફોડીને વાંચે છે.)

દેવકોર--આ બંધ કરેલો સુંદર અક્ષરવાળો કાગળ કોનો છે?
સખીદાસ--એ તો વિલાસભાઈનો છે, તે આપણાથી વંચાય નહીં.
દેવકોર—વંચાય નહીં તો રહ્યું. મારે જરૂર શી છે?
સખીદાસ--અલી,આ વખતદાસ શેઠના લખેલા કાગળમાં એમ છે કે ચતુરલક્ષ્મી આજ આવશે. માટે સ્ટેશન ઉપર કોને મોકલીશું?
દેવકોર—તમારે ફાવે તેને મોકલો, હવે મને શું પુછો છો?
સખીદાસ--ઘેલા, આ કાગળ વિલાસભાઈને આપ, અને તું સ્ટેશનપર જઈ આપણા ભાઈની વહુને તેડી લાવ.
ઘેલો--(મનમાં) વાહ! આપણા શેઠની વહુ તો ઘણું હારૂં લખે છે, પણ તેને તો મારા જેટલું આવડે છે. (પ્રકટ) હારૂં, શાબ આ ચાલ્યો. (જાય છે.)
સખીદાસ--અલી, આપણા વિલાસદાસે તો નામજ બોળ્યું! પેલા કાગળ ઉપર એની વહુએ લખેલા અક્ષર જોઈને મારૂં મન કહ્યું કરતું નથી, અને એતો રાંડનો આખા દીવસમાં માત્ર , એવાર ખાવા આવીને પછી ક્યાં રખડયાં કરે છે, તે સમજાતું નથી. કાલે બે શિપાઈયો એને પકડવા સારૂ આવ્યા હતા, પણ મેં તેમને દક્ષણા આપીને વિદાય કર્યા! આજ એની વહુ આવશે, માટે તું કાંઈ શિખામણ દે તો ઠીક.
દેવકોર--હું તો એને કહું છું ત્યારે પીટયો મારવા ઉઠે છે. ભોગ એના; આપણે ક્યાં સો વર્ષ જીવવું છે?

(એટલામાં ચાકર, ચતુરલક્ષ્મી આવે છે.)

ચતુરલક્ષ્મી—સસરાજી, પાએ નમું છું.

વખતદાસ—આવો, બેટા સારી તો છો?

ચતુરલક્ષ્મી—હા, આપની કૃપાથી સારી છું. આપનો પત્ર આવ્યો તે દિવસથી અહીંયાં આવવાના વિચારમાં હતી, પણ મારા પિતાએ જોશીને દેખાડયું તેમાં આજના વિના બીજો એકે દિવસ આવતો ન્હોતો. માટે વાર લાગી તે અપ્રાધ ક્ષમા કરજો.

વખતદાસ—હોય, એમાં ત્હારો કાંઇ અપ્રાધ નથી.

દેવકોર—ત્ારૂં, આજ આવી તેજ તારો પાડ માનીશું.

ચતુરલક્ષ્મી—સાસુજી, આમ બોલવું તમને ઘટતું નથી. હવે આજથી ઘર સમ્ભાો તમારે કાંઇ કાળજી રાખવી નહીં, પણ માત્ર બે વખત ભોજન કરીને ઇશ્વર ભક્તી કરવી.

દેવકોર—બાપ, તું આવીને એજ કરીશ તો, પણ મને પુછ્યા વિના ઘરનો કારભાર ચલાવીશ નહીં.

વખતદાસ—અલી, આ વહુને તારે એક શબ્દ પણ કડવો કેહેવો નહીં. સુધરેલાં માણસને એક વખત કહયું હોય તો જન્મ સુધી ભુલે નહીં.

દેવકોર—મેં શું કડવું વચન કહયું કે, મને ઠપકો ઘો છો? મારે શું, ગમે એટલો બિગાડ થશે, તોપણ હું કાંઈ બોલનાર નથી.

ચતુરલક્ષ્મી—(મનમાં) આ દુષ્ટ સાસુ સાથે જન્મારો ગાળવાનો વખત પ્રભુએ આણ્યો છે, માટે પ્રિય સખી સરસ્વતિનો ઉપદેશ નિરંતર મનમાં રાખીને તેની મરજી

પ્રમાણે બોલવું. (પ્રકટ) સાસુજી, તમે વધારે બોલશો તો માથું ચઢશે.

દેવકોર—અલી, તું તારો સામાન ગેલી ઓરડીમાં મુક, અને તારો હમેશનો વાસ પણ ત્યાંહાંજ રાખજે. એ જગા વિલાસભાઇની ખાનગી છે, એટલે તેમાં બીજા કોઇનો પગ નથી.

ચતુરલક્ષ્મી—તમે જે કહેશો તે માથે ચઢાવીશ.

દેવકોર—(મનમાં) આ વહુ મારા છોકરાને લેઇને ઉડી જાય એવી ચતુર છે. આજ કાલની છોકરીયો ભણી, એટલે સાપને વળી પાંખો આવ્યા જેવું થાય છે. રડયો છોકરો મુર્ખ રહયો, માટે આ વહુને જયાંહાં ત્યાંહાં મુઠી રાખીને કામ લેવું પડશે. (તકાર) બેટા, તમારો સામાન મુકી આવો, એટલે જમવાની તૈયારી કરીએ.

સખીદાસ—ચતુરા, તારે જે કાંઇ જોઈએ તે મારી પાસે માગી લેવું. તું તારા મનમાં જરા પણ મુઝાઇશ નહીં.

ચતુરલક્ષ્મી—મરે આપ વિના કોની પાસે માગવાનું છે! આપને અહીંયાં મુઝાવવા સરખું છેજ નહી, પણ મારા દોષ ક્ષમા કરીને નભાવી લેશો તો ઘણું સારૂં.

સખીદાસ—અલી, તું ઘરમાં જઇ ચતુરલક્ષ્મીને જમવાની તજવીજ કરી આપ.

દેવકોર—મને તો ચાકર જેવી ગણો છો, પણ હું તો આ ચાલી. (જાય છે.)

ચતુરલક્ષ્મી—(મનમાં) ઘણા દિવસથી પ્રાણનાથની ભેટ થઇ નથી, માટે એકવાર તેમનાં દર્શન લીધા પછી જમવાની

વાત. (પ્રકટ) સસરાજી હું રજા માગું છું. (જાય છે.)

(એટલામાં ચકોરદાસ આવે છે.]

ચકોરદાસ—કેમ, શેઠ આજ કાલ શી રીતે વેહેપાર ચાલેછે?

સખીદાસ (હર્ષથી) ઓહો! તમે તો બહુ દીવસે જણાયાને શું? અમારા વિલાસભાઈની વહુ આવી છે, તેની ખટપટમાં હતો. વેહેપાર તો સમા પ્રમાણે ચાલે છે. .

ચકોરદાસ—પેલા સુરતવાળા વખતદાસની છોકરી તેજ વિલાસભાઇની વહુ કે?

સખીદાસ—હા, તેજ શેઠ. વહુતો અમારા કુળમાં રત્ન સરખી મળી છે. સર્વ વાતે સમજુ, ભણેલી અને રૂપમાં પણ કાંઇ ખામી નથી.

ચકોરદાસ—એ છોકરીના બાપ સાથે મારે ઘણો સ્નેહ છે, તેથી હું એને ઓળખું છું. વારૂ, આપણા વિલાસ ભાઇએ હમણાં શો ઉદ્યમ ચલાવ્યો છે?

સખીદાસ—શેઠ, છોકરા રૂપી મને જે દુખ થાય છે તે પુછશોજ નહીં, એ વાત કરૂ તેમાં મારી આબરૂ ઘટે એમછે.

ચકોરદાસ—ન્હાનપણથી પોતાના છોકરાંને લાડ લડાવી કાંઇ બંદોબસ્ત ન રખાય ત્યારે એવુંજ દુખ થાય છે!

(એમ કહી ઉંડો નિસાસો મુકે છે.)

સખીદાસ—તમો પણ મારા સરખા દુખીયા દીસો છો. શેઠ આજ ઘણે દાહાડે આ તરફ આવવું કેમ થયું છે.

ચકોરદાસ—દુખીએ દુખીયા મળ્યા વિના વાત કરી શકાતી નથી. જેવો તમને છોકરા રૂપી ત્રાસ છે તેવો મને પણ થયો છે.

સખીદાસ—તમને શો ત્રાસ થયો છે?

ચકોરદાસ--(ખેદથી) શેઠજી તમે મારા બાળ સ્નેહી છો, એટલે વાત કેહેવાને હરકત નથી. મારે ચાર છોકરી યોમાં એક ન્હાની છોકરી ભાગીરથી કરીને છે. .

સખીદાસ—હા, મેં તેને બે ચાર વર્ષ ઉપર ન્હાની સરખી જોઇ હતી. વારૂં, તેણે શું કરયું છે?

ચકોરદાસ—તેણે આપણા ગામનો પેલો કરૂણાશંકર કરીને સરકારી કામદાર છે, તેની સાથે--

(એમ અરધું બોલી ઉદાશ થાય છે.)

સખીદાસ--શેઠ, તમારા બોલવાનો ભાવાર્થ હું સમજી ગયો છું. અરે! સરકારી કામદારો મ્હોટા પ્રમાણીકપણાનું ડોળ ઘાલીને આ શું કરતા હશે! પણ શેઠ, ન્હાનપણમાં ભાગીરથીતો ડાહી હતી, અને આમ કેમ થયું!

ચકોરદાસ--એમાં એ છોકરીનો ઝાઝો દોષ નથી. અમારે ઘેર પેલી રામકોર ડોશી ઘરનું કામ કાજ કરવા આવતી હતી, તે રંડા ઉંધુ ચતુ સમજાવીને અમારાથી છાની રીતે પોતાને ઘેર લઇ જવા લાગી.

સખીદાસ-એ રાંડતો ઘડપણમાં પણ ઇશ્વર ભકતી તજીને દુષ્ટ ધંધો ચલાવે છે. વિલાસદાસ પાસેથી દોઢસો રૂપીયા દસ્તાવેજ લખાવ્યા વિના કરજે લઈ ગઇ છે! વારૂં પછી શું બન્યું?

ચકોરદાસ—(ખેદથી) અરે, પછી શું પુછો છો! તેને પેલા લપોડશંકરને પોતાને ઘેર બોલાવી મારી આબરૂના કાંકરા કરી નાંખ્યા! બીજી વાત કેહેતા મને શરમ આવે છે.

મારા ગુમાસ્તાએ જે વાત સાંભળેલી મને કહી છે તે-
થી હું એ પુત્રીને કોઇ વખતે મારી નાંખનાર છું!
પેલા કરૂણાશંકરપર બીજા માણસો પાસે લાંચ લીધા
ની ફરીયાદી કરાવી છે, તેથી તે પણ યોગ્ય શિક્ષાને
પોહોંચશે.

સખીદાસ--ભાઇ, પાકો તપાસ કરયા વિના કોઇના કેહેવા પર વિશ્વાસ રાખીને સ્ત્રી હત્યાનું પાપ લેશો નહી.

ચકોરદાસ—તપાસ શો કરાવો છો? તમારા છોકરાને કંઇ ખાનું દેખડાવત, પણ માત્ર તમારી શરમથીજ રહ્યું છે.

સખીદાસ--અરે! એ રાંડનાએ શી મોહોકાણ વાળી છે?

ચકોરદાસ--એક દાહાડો એણે અને પેલા કરૂણાશંકરે માત્ર રસ્તે જતાં ભાગીરથીપર જુલમ ગુજાર્યો છે.

સખીદાસ—શેઠ, તમે આમ છેક ક્રોધીષ્ટ થશો નહીં. વિલાસદાસ આ કામમાં હતો, એમ તમને શી રીતે સમજાયું?

ચકોરદાસ--મેં ભાગીરથીને પુષ્કળ માર માર્યો ત્યારે તેણે માન્યું છે. માટે એ દુષ્ટ છોકરાને શિક્ષા કરી તેની ચાલ સુધારો.

સખીદાસ--એ છોકરો મારૂં કહ્યું માનતો નથી.

ચકોરદાસ--અરે! પોતાનો છોકરો કહ્યું ન માને, એ કેટલું બધું શરમ ભરેલું! શેઠજી, તમારો મારો ઘણો સ્નેહ માટે અહીંયાં કેહેવા આવ્યો છું; નહીં તો બીજી રીતે બંદોબસ્ત કરી સકત.

સખીદાસ—[નિસાસો નાંખીને] તમારે ફાવે તેમ કરો, હું

બોલવા આવનાર નથી. એ દુષ્ટ છોકરો મરતો હોય તોપણ સારૂ!

ચકોરદાસ—શેઠજી, તમે પોતાને હાથેજ એ છોકરો બગાડયો. આવી રીતે કરવાથી કોઇ દહાડો એનો જીવ જશે.

સખીદાસ—(ક્રોધથી) ભાઇ, હું મારી હજાર પ્રકારની ચીંતામાં મરતો હોઉં, ત્યાં આ બળાપો ક્યાં કરૂ? તમે એ વાતં મારી પાસે બોલશો નહીં.

ચકોરદાસ—શેઠજી, હું આબરૂદાર શાહુકાર છું, એટલે મારી લાજ ગુમાવનાર નથી; પણ એનાં માઠાં કર્મો કોઇ વેળા એને નડશે. (જાય છે.)

સખીદાસ—અરે રામ! આ દુષ્ટ છોકરાએ મારા સ્નેહી મ્હોટા શાહુકાર સાથે પણ વિરોધ કરાવ્યો!! આ કજીયો સરકાર સુધી જાય ત્યારે વહુના દેખતાં મારી ફજેતીનો પાર રેહેનાર નથી! આવા દુષ્ટ છોકરાની દુખી અવસ્થા જોતા પેહેલાં મનેજ મૃત્યુ આવે તો આબરૂ રેહે. ચાલ, જરા દુકાનમાં જઇને બેસું, એટલે કાંઇ કામ કાજમાં પડયા પછી ચીંતા થશે નહીં. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ- વિલાસદાસની મેડી.

વિલાસદાસ—(એકલો) રાંડ રામકાર ડોશીએ મીઠું મીઠું બોલીને દોઢસો રૂપૈઆ લેઇ લીધા, પણ જેની ઇચ્છા રાખી ખરચ કર્યો તે આપણા હાથમાં આવી નહી. હું જાણતો હતો કે પેલી ભાગીરથી ઇમાનદાર છે, પણ તે

રંડાનુ તો પોગળ નીકળ્યું! બોચારા કરૂણાશંકરના આટલા બધા રૂપૈઆ ખાઇ જઇ શેવટે તેને ફસાવ્યો. પોતાની સાથે પ્રીતી કરી બીજા પુરૂષની ઇચ્છા રાખનાર કસાબણ જેવી ભાગીરથીને કરૂણાશંકરે માર માર્યો એમાં તેનો શો દોષ? એના કપટ ભરેલા બોલવા ઉપર વિશ્વાસ રાખ્યો હોત તો હું પણ ફસાત! કાલે મારો એક મિત્ર કેહેતો હતો કે એ રાંડ ભાગીરથી પેલા કરૂણાશંકર ઉપર ફરીયાદ કરે છે. હાય, હાય, હું પાસે ઉભેલો તેથી મારે પણ સારકારમાં જવું પડશે! અરે રાંડ રામકોર? તું તારી યુકિતથી સર્વેને છેતરે છે, તેમ મને પણ છેતર્યો? 'રામકોરને કરજે ધીર્યા છે' એવું પેલા દોડસો રૂપૈઆ માટે મેં મારા બાપને કહ્યું છે, તેનું કેમ થશે! હવે પછી એવી સ્રીયોને ઘેર કદી પણ જવું નહી. પેલા મસ્કરીદાસના બોલવામાં કાંઇ ઠેકાણું નથી. કાલે કેહેતો હતો કે આપણે સઘળા એકઠા થઇ મોહનબક્ષને ઘેર જઇશું. એક બે દાવ જુગારના રમીને થોડાક પૈશા મેળવીશું; મોહનબક્ષને આપતાં વધશે તો રંગપાણીની મોજ ઉડાવીશું, પણ ભંગીભાઇના બોલ્યાનું શું પ્રમાણ?

(એટલામાં જુગારદાસ, મસ્કરીદાસ અને લપોડદાસ આવે છે)

જુગારદાસ—અલ્યા વિલાસદાસ, અમે સઘળાઓએ તારી ઘણી વાટ જોઇ, પણ તું આવ્યો નહી.

વિલાસદાસ—લુચ્ચાઓ, તમારા બોલવામાં કાંઇ ઠેકાણું નથી. પેલી કાલવાળી વાતનું શું કર્યું?

મશ્કરીદાસ—ભાઈ, આજ કાલ દીવાળીના દાહાડા નજીક આવ્યા એટલે તારી વહુ પણ આવશે. પછે તારે શી જરૂર પડનાર છે?

વિલાસદાસ—મારે તેનું કામ નથી; તમે પેલીનું નક્કી કરો, એટલે થયું.

લપોડદાસ—વિલાસભાઇ, જો તમારી વહુ નકામી હોય તો, મને ગરીબ મિત્રને આપજો.

મશ્કરીદાસ—અલ્યા લપોડદાસ, તારી ખરાબ ટેવ હજી સુધી ગઈ નથી. વિલાસદાસ, પેલી વાતનું નક્કી કર્યું છે, માટે આજ રાતે અગીયાર વાગે હોળીચકલા પાસે આવજે.

વીલાસદાસ—ઠીક છે, પણ તમે આવશો કે નહી?

મશ્કરીદાસ—અમે આવીએ તો ખરા, પણ અમારી પાસે પૈશા નથી, એટલી ચીંતા થાય છે!

વિલાસદાસ—તેની તમારે કાળજી કરવી નહી, હું લેતો આવીશ.

જુગારદાસ—(હર્ષથી) ભાઇ? તારા જેવા મીત્રની સાંગત કીધા પછી અમને શાની કાળજી હોય? પચાશેક રૂપૈઆ વધારે લાવજે, એટલે લાગ આવશેતો એક બે દાવ જુગારના પણ રમીશું.

વિલાસદાસ—ઠીક છે, તારા કહ્યા પ્રમાણે ગોઠવણ કરીશ.

સર્વેમિત્રો—અલ્યા વિલાસદાસ, રાતે આવવાનું ભુલીશ નહીં.
(જાય છે)

વિલાસદાસ—મશ્કરીદાસે કહેલે ઠેકાણે જવાનું મન થાય છે, પણ પાસે એક પૈશો સરખો રહયો નથી. બશેં રૂપૈઆ હતા તે ઉડાવી દીધા; ઇશ્વર કાંઇ ભક્ષ મેળવે તો સારૂં.

નહીં તો પેલા મિત્રો મોજ ભોગવી જશે!

[એમ કહી ખેદ કરે છે.]

(એટલામાં ચતુરલક્ષ્મી આવે છે.)

ચતુરલક્ષ્મી—[નમન કરી] સ્વામીનાથ દાસી વંદન કરે છે.

વિલાસદાસ—(અજાયબ થઇ) અલી તું ક્યાંથી આવી પોહોંચી?

ચતુરલક્ષ્મી—પ્રાણનાથ,આપના પિતાએ પત્ર લખેલો તેથી આજ અત્રે આવીને આપની સેવામાં હાજર થઇ છું. આપનાં દુર્લભ દર્શનથી મને અતિ આનંદ થયો છે; ઘણા દિવસના વિયોગથી મેં આપને એક પ્રીતિ પત્ર લખ્યું હતું, તે પોહોન્ચ્યું હશેજ.

વિલાસદાસ—અરે રાંડ, તે લખ્યું પણ એવું કઠણ વાંચતાં કોને આવડે છે? મેં તો લાંબું લાંબું લખેલું જોઇ કંટાળો પામીને આઘું અવળું ફેંકી દીધું છે.

ચતુરલક્ષ્મી—આપતો મારી મશ્કરી કરવા સરખું બોલો છો. આપને વાંચતાં ન આવડે એમ મારાથી કેમ માની શકાય જે?

વિલાસદાસ—જા, ન માને તો ફોડ માથું. અમે કાંઇ તારી ઉપર બેશી રહ્યા નથી.

ચતુરલક્ષ્મી—ગરીબ અબળાપર રીસ કરવી ઘટિત નથી. તમારા વિના આ જગતમાં મારે કોઇ છે નહીં, અને તમે આમ પ્રથમથીજ રીસ કરો ત્યારે મારી શી વલે?

વિલાસદાસ—તારા બોલવાથી મારૂં માથું ચડયું છે. જા, તારે કોઇ નહીં હોય, પણ મારે તો તારા જેવી નવસેં ને નવાણું છે.

ચતુરલક્ષ્મી—(મનમાં) અરે રામ, આતો ચોરીમાંથી રંડાપા જેવું થયું! મને આવતાં તો વાર થઇ નથી, **એટલામાં એનાં ભાષણોજ મુખોાક્ષ ભરેલાં થાય છે.** (પ્રકટ) પ્રાણનાથ, આપનું કેહેવું ખરૂં હશે, પણ પારકી સ્ત્રીથી કાંઇ લાભ થતો નથી. પાસે પૈસા હોય ત્યાં લગણ સંગી થાય છે, અને પાછળથી તો સામું પણ જોતી નથી. પોતાના ઘરમાં રૂપ અને ગુણથી ભરેલી સુંદર સ્ત્રી હોય તેને તજી કેટલાક મુર્ખ લોકો એક નઠારી પારકી સ્ત્રીને ઉત્તમ માની તેના મોહમાં પડી ધન, આબરૂ અને શરીર શક્તિનો નાશ કરી ઇશ્વરે આપેલો માણુસ દેહ વ્યર્થ કાહાડે છે.

વિલાસુદાસ—તારૂં ડાહાપણ ઘરમાં રાખ, તું મને શિખામણ દેવાને લાયક નથી.

ચતુરલક્ષ્મી—આપના જેવા સદગુણી પતિને શિખામણ દેવા જેટલી મારી ગતિ નથી, પણ આતો સેહેજ દાખલા પ્રમાણે કહું છું.

વીલાસદાસ—(મનમાં) આ વહુ સાથે વાત કરવામાં આપણે જીતવાના નથી, માટે આપણું બોલવાનુંજ બંધ કરીએ. (પ્રકટ) તારી કહેલી વાત માનવા જેવી લાગે છે. હા; ઘણાક અજ્ઞાન છોકરા ભીખ માગતા થઇ ગયા છે.

ચતુરલક્ષ્મી—મારૂં બોલવું આપને યોગ્ય લાગ્યું, તેથી હું પરમેશ્વરનો મ્હોટો ઉપકાર માનું છું. વારૂં, મારૂં ઘરાણું અને થોડાક રૂપૈઆ છે તે કયાં મુકું?

વીલાસદાસ—(પેટી બતાવીને) પેલી પેટીમાં મુકી તાળું માર.

ચતુરલક્ષ્મી—અરે, અહીંયાં ક્યાં ચોર માણુસો છે કે તાળું દઉં? આપની પાસે રાખો, કેમકે દ્રવ્યની સોસનામાં મને અબળાને ઉંઘ નહીં આવે.

વિલાસદાસ—હું તારૂં જોખમ સાચવું નહીં. તું તારા હાથે મુક એટલે મને જંપ વળશે.

ચતુરલક્ષ્મી—જેવી આપની ઇચ્છા. (પેટીમાં મુકી તાળું મારીને) પ્રાણુનાથ, ઘણા દીવસનો વીયોગ છે, માટે આપ નીંદ્રાવશ થાઓ.

વીલાસદાસ—મને ઉંઘ આવતી નથી, પણ તેં કહ્યું તે કબુલ કરૂં છું.

(એમ કહી બંને જણા નીંદ્રાવશ થાય છે.)

વીલાસદાસ—(એકદમ જાગ્રત થઇ) અરે! પેલા મશ્કરીદાસે કહેલે ઠેકાણે આજ જવાનું હતું, પણ આ રંડાને લીધે સર્વ દાવ ખોયો! પેલીને આપવા સારૂ પૈસા જોઇશું પણ આપણી પાસે તો એક પાઇ સરખી રહી નથી. (વીચાર કરી) અરે વાહ! આપણી ચીંતા દુર થઇ છે. આ વહુના દાગીના અને રૂપૈઆ પેલી પેટીમાં મુકયા છે તે લેઇને ચાલતો થાઉં.

(પેટી ઉઘાડી સર્વ માલ લઇને જતો રેહે છે.)

ચતુરલક્ષ્મી—[ઉઠીને] હજી સુર્યોદય થવાને એક કલાકની વાર છે, અને પ્રાણુનાથ આટલા વ્હેલા ઉઠી ક્યાં ગયા હશે? લાવ, મારૂં ઘરેણું અંગ ઉપર ચઢાવું. (પેટી ખાલી જોઇ) હે પરમાત્મા! મારા કર્મે આવો દુરગુણી પતિ ક્યાંથી મળ્યો! મારી સાથે કેવી રીતે વર્તણું કથી

બોલ ચાલ કરી મારૂં મન શાન્ત કરવું તેતો રહ્યું પણ ઉલટાં મારાંજ આભુષણ ઇત્યાદિ ચોરી જઇ પાર કી સ્રીયોને આપવા તૈયાર થયો. અરે! આ વાત મારા બાપને પણ કેમ લખી શકું! મેં અભાગ્યણીએ પેલે અવતાર શાં પાપ કર્યાં હશે કે આ અવતાર આવો દુષ્ટ પરસ્રીલંપટ પતિ મળ્યો! અરે હાય! મારાં માબાપનો, વ્હાળી સખિ સરસ્વતિનો વિયોગ વેઠી હું મહા ઉમ્રટથી સાસરે આવી, પણ સંસારનું સુખ ન મળતાં ઉલટી માઠી દશા પ્રાપ્ત થઇ. જગત કર્તા! એક પતિ રૂપી દુઃખ અને સાસુ પણ તેવીજ. ચંડાળ જોશી તેં તારો સ્વાર્થ સાંધવા સારૂ ગમે તેવું ગરબડીયું મુહુર્ત કાહાડયું, પણ તારા કઠણ -હૃદયમાં મારા વિશે જરા દયા ન આંવી? દુષ્ટ પતિ! તેં પ્રથમથી વિદ્વાન અને સમજુ સરખું ડોળ ઘાલી મને ગરીબ અબળાને હજાર હાથના ઉંડા કુવામાં નાંખી! અરે! આ મુર્તિ આવી ચોર અને વ્યભિચારી નીકળી મારો ભવ બાળશે, એવી મને પ્રથમથી જરા પણ ખબર પડી હોત તો કદી પણ લગ્ન કરત નહી. આવા પતિ સાથે સમંધ જોડાતાં પેહેલાં મને બાળ વૈધવ્ય અવસ્થા પ્રાપ્ત થઇ હોત, અગર મારૂં મરણ થયું હોત તોપણ સારૂં થાત! અરે દૈવ! હું આવા હમેશના બળાપાથી મારા દુખી દિવસો શી રીતે ગાળીશ!! (રૂદન કરે છે.)

રાગ "વૈદરભી વનમાં વલવલે" એ ચાલ—

ધીક જીવ્યું ગણું માહરૂં, સુઝે નવરે ઉપાય;

દુષ્ટ પતિ મુને ક્યાં મળ્યો, હવે શી ગતિ થાય? ધીક.૧
સુખ માટે આવી સાસરે, તેમાં સરીયો ન અર્થ;
જીવતર જાણું એળે જશે, મ્હારૂં લેઇ ગયો ગર્થ. ધીક.૨
જાણુતી જે પતિ સુજ્ઞ છે, નિકળયો મુર્ખ અપાર;
નારી પરાધિના નાદમાં, પડીને નહિ પામે સાર. ધીક.૩
માત પિતાને તે શું લખું? ચોર પતિનાં ચરિત્ર;
લાજ લાગે મ્હારી જાતને, તેથી ડરૂં રે ખચિત. ધીક. ૪
સહિયર ધારશે પત્ર તો, (હું) નથી લખતી લગાર;
મોહી પતી કેરા સુખમાં, તેથી પડયો વિસાર. ધીક. ૫
શિત રૂતુ દિન દોહલા, નીંદ્રા પામી છે નાશ;
નાથ વિના અરે! શી રીતે, તુટે કામની પાશ. ધીક. ૬
ચીંતા રૂપી અતિ વેદના, બાળે સઘળું શરીર;
દુઃખ વિશે હું ડુબી ગઇ, કેમ જડશે ભુતીર? ધીક. ૭

હે દયાળું પરમેશ્વર! આ ગરીબ અબળાની વિનંતી ત્હારા વિનાં બીજો કોણ લક્ષમાં લેશે!?

### લલિત.

અરર ઇશ તું સાહ્ય થા મુને, કરગરી કરૂં પ્રાર્થના તુંને;
કરમની કથા, લોક સાંભળે, દિન તણાં દુખો કેમરે! ટળે. ૧
અરર આ સમે ધિર શો ધરૂં? મન વિચારતી ઘાતથી મરૂં;
દિવસ ચારથી ક્યાં ગયો હશે, ધન ગુમાવતાં મુર્ખ એ થશે. ૨
ગરિબ સ્ત્રી તણી બાંહ્યને ધરો, વળતિ વારરે હે પ્રભૂ કરો;
નથિ અહીં અરે માત માહરી. નથિ નથી સખી ધાર્જે દાયરી. ૩
બિરહ વેદના કેમ રે! સહું, શિ શીર આપદા આપતી બહુ;
પિડિત કામથી કાય કંપતી, રતિ ન જંપ દે દેહમાં રતી. ૪

સસુર છે સદા સત્યતા ભણી, દુરિત કર્મની સાસુ છે ધણી;
મતિ પતી તણીને સુધારજે, દિન ગણી મુને રે! તું તારજે. ૫

અરે બાપ! આ અવસરે કાંઇ ઉપાય સુઝતો નથી! હશે, આ વાત કોઇને ન કેહેતાં માત્ર પરમાત્મા ઉપર વીશ્વાસ રાખી પ્રેમ ભાવથી તેની ભક્તિ કરી ધીરજ રાખીશ તો તેજ મને લાભ આપશે. લાવ, હવે સાસુ પાસે જઈ જમવાની તૈયારી કરૂં. ગમે તેવું દુઃખ પડે પણ ભુખ કાંઈ છોડનાર નથી! (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—મોહનબક્ષનું ઘર.

મોહનબક્ષ-(ખેદથી) યા અલ્લા! આજ કે બખ્તમેં હમારે લો-કુંકા રૂજગાર ચલના બ્હોત મુસ્કીલ હે. રાજ રજ-વાડોંમેં સબ લોક પઢકે કાબીલ હો ગયે. અપને જાતકી દો તીન ઓરતાં દો બરસમેં ચાર પાંચ હઝાર રૂપે લે ગઇ, ઓર મેરેકું તો ખાનેકી ઇઝા હોતી હે! આજ તીન ચાર રોજસેં કોઇ આયા નહીં. પઢનેકે જોરસેં સબ લોક એસા સમજ ગયે કે હમેરે ઘરકુ આનેસે કુચ નફા નહીં. અચ્છે અચ્છે સેઠ સાવકારોકી બહુ બેટીયોંનેભી છુપા છુપાકે હમેરા રૂજગાર લે લીયા હે! ખેર, જેસા ખોદાકા હુકમ હોયગા એસા હોવેગા.(આમ તેમ જોઇ) અરે, વો કોઇ જુવાન મર્દ મેરે યાં આતા હો. એસા માલુમ પડતા હે.

(એટલામાં વિલાસદાસ આવે છે.)

મોહનબક્ષ—ઓહો! સેઠજી તુમ તો બ્હોત રોજકુ આયે. ભલા કુચ ગાવકુ ગયેથે કયા?

વિલાસદાસ—નારે, ગામકુ શું જાય, અહીં હતો. પણ મેરી પાસે પૈસા ન્હોતા, ઉસ્મે ન આવ્યો.

મોહનબક્ષ—તુમેરે જેસેં સેઠ લોકકું પેસેકી કયા મુસ્કીલ હોને વાલી હે. ભલા, ફેર કીસ તરેહસેં હુવા?

વિલાસદાસ—ફીરે તે શું પુછો છો? તમારે માટે ઘરમાંથી લાવ્યો.

મોહનબક્ષ—તુમ મેરેપર બ્હોત મેહેરબાની રખતે હો. સેઠજી, તુમેરી સાદી હુઇ હે કે નહીં?

વિલાસદાસ—હા, મારી સાદી તો થઇ છે. પણ તુમારી સાદી કોની સાથે થઇ છે?

મોહનબક્ષ—(હશીને મનમાં હય તો દીવાના) (પ્રકટ) સેઠજી, મેરી સાદી તો પેસેસેં હુઇયે. તુમેરે જેસા કોઇ લાલ જુવાન આતા હે. તો ઉસ્કી સાથ કરતી હું. હમ લોક કુચ એક આદમીકી સાથ સાદી નહીં કરતે, હેં ભલા, તુમેરી સાદી કોનસે ગાંવકુ હુઇ હે?

વિલાસદાસ—મારી સાદી તો પેલા સુરતકા વખતદાસ શેઠને ઘેર થઇ હે, ઓર ઓ ઓરત ભણેલી હે.

મોહનબક્ષ—(મનમાં] અરે પરવરદિગાર! ઇસકી ઓરત તો વો સુરતવાલે સેઠકી બેટી હે. વોતો પઢેલી ઓર બ્હોત ખુબસુરત હેં. કાબીલબી એસી હે કે એસે હેવાન આદમીકુ સુધાર દેવે, ફેર અપને યાંહાં આનેકા મુશકીલ! ભલા, આજ ઇસ્કે પાસસેં કોઇભી તદબીર ચલાકે કુચ નીકાલ લેતી હું. (પ્રકટ) સેઠજી, તુમેરી ઓર-

તકુ મેં પ્હેચાનતી હું. મેં સુરતમેં રેહેતીથી ઉસ બખ્ત ઓ લડકી પઢનેકુ જાતીથી, લેકીન કુચ દીખનેમેં અચ્છી નહીં હૈ. ઓર ચાલભી અચ્છી નહી હે, ભલા, તુમેરી મેરી આજ નવી મોહોબત હુઇ ઇસલીયે મેરેકું કયા ઇનામ દેતે હો?

વિલાસદાસ—અરે મારી ઓરત દેખવામાં અચ્છી હોય કે નહીં તોપણ હું તો તમારે ઘરકુ આનેકો. તમારાથી કયા વધારે હે? (એમ કહી બશેં રૂપીઆનું કડું આપે છે)

મોહનબક્ષ—(ભાવથી ગળે વળગી) વાહ! સેઠજી આજ તક મેંને બ્હોત આદમીકી મુલાકાત લી, લેકીન તુમેરે જેસા સખી દીલકા મરદ મેરે દીખનેમેં નહી આયા. આજ સેં કસમ લે કે કેહેતી હું કે તુમેરે બિગર ઓર સખ્સકું ભાઇ, બાવાકે મીશાલે માનુંગી. મેરે ખરચકી ફીકર તુમને રખની ચેયે. જીસ રોજ તુમેરે વહાંકા ખરચ આતા બંધ હો જાયગા ઉસ રોજસેં મેં દુસરે સાથ મોહોબત કરુંગી.

વિલાસદાસ—તુમારે ખરચકી શું ફીકર હે? તમારેથી કુચ વધારે નથી. હાલ આટલું આપ્યું છે, અને ફીરબી જે જોઇશું તે આપેગા.

મોહનબક્ષ—(આવભાવથી સામું જોઇ) સેઠજી! આજ તુમને મેરેપર જો મેહેરબાની કી હૈ ઉસ્કે મોબદલે મેં તુમારી કયા ખાતર કરનાં, વો મુજે સમજ નહીં પડતી. વાહ! તુમેરે ઘરમે ઓરત હે ઉસ્કું છોડકે તુમ મેરે ઘર-

કું આને લગે, ઇસ્લીયે આજ બ્હોત ખુશ હોનેકા દીન નજર આતા હે. બિરાજીએ પલંગપે.

[બંને જણ અલ્પ સુખમાં નિમગ્ન થાય છે.]

મોહનબક્ષ—સેઠ, અબ બ્હોત રાત ગઈ હે, ઇસ્લીગે આપ ઘરકુ જાઓ.

વિલાસદાસ—પ્યારી, તુમકુ છોડીને ઘેર જાનેકું મારૂં મન થતું નથી!

મોહનબક્ષ—આપકા કેહેનાં સચ હે, લેકીન મેરા ધંદા ઓર. જાતકા, અચ્છે બુરે સબ લોક મેરે યાંહાં આતે હેં, ઓર આઇંગે. તુમ સેઠ સાવકારકે બેટે ઠેરે, ઓર કોઇ દુસરા આદમી આવે તો આપકું મુશ્કીલ હો જાવે. એક દુસરા સખ્સ આજ બીસ બરસસેં મેરી સાથ મુલાકાત રખતા હે. વો જાતકા મુસલમાન સિપાઇ હે; ઓર એસા ગુસ્સેબાજ હે કે તુંમકુ મેરે ઘરમેં દેખે તો અપન દોનુંકી જાન નીકાલ ડાલે!

વિલાસદાસ—(ગભરાઇને) હાય હાય! જદ તો હું જાઉં છું. તુમ મને કેહેતાં હતાં કે મારે દુસરા કોઇની મુલાકાત નથી, અને વળી અબ મુસલમાન શિપાઇ બતાવો છો એ ક્યા?

મોહનબક્ષ—(હસીને) ઇસ બાતકા ખુલાસા તુમકું અબી નહી મીલ સકેગા. હમ લોકુંકી બોલનેકી તરાહ એસી હે કે એક આદમી જો કોઇ અપને યાંહાં આવે, ઉસકું એસા કેહેનાં.

વિલાસદાસ—ત્યારે મેં તો જાઉ છું.

મોહનબક્ષ--સેઠ કયા કરૂં, મેરા ઈલાજ નહીં! ભલા કલ તો આઓગેનો?

વિલાસદાસ--હા. તમારે વિના મારે ઘડીભર ચલનેકા નથી. (જાય છે).

મોહનબક્ષ--કલ કુચ લેતે આનાં.

વિલાસદાસ--આજ બસેં રૂપૈયાકા માલ દીયા ને વળી કાલે દુસરા કયાં લાઉં?

મોહનબક્ષ-વો સચ બાત, લેકીન તુમેરે જેસેં બડે આદમીકી સાથ મોહોબત કરકે હમ કુચ પેસેકી આશા ન રખેં, જદ કીસકી પાસ માગે. હમ લોકુંકા રૂજગાર સબ તુમેરે જેસે બડે આદમીપર હે.

વિલાસદાસ—ઠીક છે, કાલ આઊંગા, ઇસ વખત કંઇ લાઊંગા. (જાય છે)

મોહનબક્ષ—(ખુશી થઇને) આજ સાલે બનીએકા અચ્છા ઘાટ હુવા. એસા શિકાર આજ તક અપને હાથમેં કભી નહીં આયા. એસે બેસમજ આદમી જો સબ હો જાવે, તો અપના રૂજગાર અચ્છા ચલે, ભલા, અબ કોઇ દુસરા "ખીસે કાતર ઓર અકલકા પુટા" આવે તો ઉસકુભી હજાર ફંદેમેં ફસાકે કુચ પાંચ સાત રૂપેકી ખરચી લે લઊ. અરે! મેરેકું એક ઓર બિચાર હુવા હે, બ્હોત લોક અપનેકુંબી ઠગ જાતે હે, ઇસલીગે વો બનીયાકા કડા કોઇ સોનારકું દીખાઊં, ખુદા માલુમ કુચ બનાવટકા તો નહીં હે? (એમ કહી જાય છે.)

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રેહેમાન જમાદારની દેવડી.

નુરખાં—મિયાં, અપને મેહેરવાનજી શેઠતો બ્હોત એકીનદા-રીસેં મુનસરી ચલાતે હેં. દેખો આજ તક ચોરીકા તો બિલકુલ નાંવ નહી હેં, ઓર સબ છોટે બડે નોકર લોકુંપર અચ્છી મેહેરબાની રખતે હેં. અપને સાર-કારકું અઈસા એકાનવાળા આદમી આજકે જમાનેમં મીલના મુસકીલ. દુસરે નોકરો તો અઇસે બદમાસ દી-ખતે હેં કે પગારભી ખાવે, ઓર દુસરા કુચ મીલે તો ઉસ બાતકી ના નહી.

જમાલખાં—હજુર, આપકા કેહેનાં સચ હેં. ઇતને બડે હુદે પર હે, મગર અભીમાનતો હેઈ નહી. પારસી લોકતો બ્હોત કરકે અઇસે ઇમાની હોતે હેં. ખુદા તાલા અઇસે લોકુંકા બ્હડતી કરે તો અપને જેસેં ગરીબ સિપાઇયોકું અચ્છા, ભલા. વો કરૂણાસંકર બમનકા ક્યા હુવા ?

નુરખાં—અજી ઉસ્કીતો કુચ બાતીં ન પુછો. અપને સેઠ સાબને ઉનકુ ગરીબ સમજકર નોકરીમેં રખા, ઓર ઓતો અઇસા બદમાસ નીકળ્યા કે મેં તુમકું ક્યા બાત કહું ? વો પ્રાણુસંકર કારકુનકુ નીકાલ દીયા, ઓર ઉને સેઠસાબકું સબ બાતસેં વાકીફ કર દીયે. કલ દો ચાર પટેલ લોકુંને રૂસ્વતકી ફરીયાદી કી, સોતો શેઠસાબને નીકાલ ડાલી. ઓર આજ એક અઇસા

ગલખા કીયા હે કે કોઇ સાવકારકી બેટીને ઉનકેપર
ફીરીયાદી કરી હે.

જમાલખાં—ઓહોઃ તોઆકી વાત હે! અઇસે સરકારી નોકર
હોકે રૈયત લોકંકી બહુ બેટીપર બુરી નૈયત ચલાતા
હેં, ઉસકા અલ્લા કયા અચ્છા કરેગા? ભલા, વો ઓરતંને
કયા સબબસેં ફીરીયાદ કરી હે?

નુરખાં—મિયાં, સબબ કયા પુછતે હો? એક બનીએકે લડ
કેને ઓર કરૂણાશંકર દોનું મીલ કર ઉસ ઓરતકુ
ખુબ માર મારકે જુલુમ કીયા હે. અવલબી એક દફે
એસી ઝીકર હુઇથી, ઊસ બખ્ત કુચ થોડાસા કપકા
દેકે ઇનકું રખા. અબ તો બચના મુસ્કીલ હેં!

કાદેખાં—અજી, કોઈ મેરે જેસે કે ઘરમેં ગુસા હોતા તો,
ઇનકા અધિકાર સબ ભુલાકે કત્તલ કર ડાલતા. મગર
બનીએ લોક ભાજી ખાને વાળે કયા કર શકે?

નુરખાં—બનીએ લોકઞી તોબા કરતેં હે. અપની બહુ બેટીકી
અચ્છી તરેહસેં તપાસ રખનેકી બીત થોડી સમજતે
હે. નહીં તો ઓરતોંકી કયા મગદુર કે કચેરીમેં આ-
કે અરજી કરે?

જમાલખાં—હાં, સચ હેં. મેને કલ સુનાથા કે વો કરૂણા-
શંકરવાલે કામકા કલ ફેંસલા હોનેવાલા હેં.

કાદેખાં—મિયાં, ઇસ બાતકુ જાનમમેં ડાલો. એક કામકી
આપ તજવીજ કરો તો, પેસે મીલને જેસા હેં.

જમાલખાં—અજી એસી બાતમેં તો અપન હરદમ તેઆર
રેહેવેં. મગર કીસ તરેહસે મીલને જેસા હે, વો કહો.

કાદેરખાં—દેખો, કીતનેક સેઠ સાહુકારોકે જુવાન લડકે રાતકી બખ્તમેં રંડીયો કે ઘરકું જાતે હેં. ઓર ઘરમેંસે ચોરી કરકે જુગાર ખેલતે હે; ઉસ્કું પકડો તો કુચ માલે.

જમાલખાં—મિયાં, અપન સરકારી નોકર હોકે ઐસી હરામ નૈયત રખની બેલાજીમ હે. ઐસે લોકુકું પકડનેકે વાસ્તે સેઠસાબને ઠરાવ કીયા હે, ઓર અપન રૂશ્વત ખાતે હે ઐસી સેઠસાબકુ ખબર પડે તો, અપનેકું તુરત નોકરીમેસે નીકાલ દેવે.

કાદેરખાં—મિયાં, મેરે કેહેનેકી આપકું બરાબર સમજન હુઈ. દેખો, ઉનોકું પકડને વો બાત સહી. મગર કુચ થોડાસા અફીમ તમાકુ કે ખરચ જીતના નીકાલ લેના. ઐસે લુચ્ચે લોકકું પકડનેમેં દો પેસે ન લેવે તો ઓર કહાંસે મીલને વાલે હેં? આબરૂદાર લોકુંકે બેટે ઐસે હોતે હે કે કોઇ ઓરતકે સાથ બાત કરતે અપનો દીખનેમેં આવે તો ડરકે મારે કુચ ઇનામ દે કે અપની મુરાદ હાંસલ કરને તક મંજુર રખે.

જમાલખાં—અબ તુમેરા કેહેતાં મંજુર રખને જેસા હે. ચલો ઉસકા તજવીજ કરો. જુવારીયોકુ પકડ લાઇંગેતો સેઠસાબ અપનેકુ સાબાસી દેકે પગાર ભી બડાઇંગે.

નુરખાં—મિયાં, ઇસ બાતકી ફીકર રાતકું હે. અભીતો કચેરીકા વખ્ત હોને આયા.

જમાલખાં—ચલો. નુરખાં, રાતકું તુમને એકીલેને ઇસબાતકી તજવીજ રખનાં; ઓર કામ પડે તો દેવડીપર

મુલાને ભેજનાં. હમ સબ લોક તૈયાર હોકે સો રેહેંગે.
કાટેખાં—વો કરૂણાસંકરકા તોહમત શાબીત હોકે ઉનકુ નીકાલ દેવેતો બ્હોત અચ્છા. થોડે રોજમેં ઈનકે તાબેમેં નોકરી કરતા થા ઉસ બખ્ત મેરેકું બ્હોત સતાતાથા ખુદા નાબુદ કરે ઓર ઐસે ઇરકબાજ અમલદારો પર બૈઠે તો સારે ગાવકી બલા દુર હો જાવે.
નુરખાં—ઇસ બાતકી ફીકર અલ્લાકું હે, આપ જાનતે હોકે નીમકહરામ લોકુંકા કભી અચ્છા નહીં હોના હે.
જમાલખાં—ચલો, જેસી ખુદાકી મરજી. સબ કામ કલ ફેંસલ હોયગા, ઉસ બખત સમજને મેં આયગા.

(સર્વે જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—જુગારદાસનું ઘર.

મશ્કરીદાસ—અલ્યા લપોડદાસ, આજ કાંઇ વિલાસદાસ આવ્યો નહીં.
લપોડદાસ—રાંડનો પૈશા વિના શું આવે? કાલે આપણે કહ્યું હતું કે પેલે ઠેકાણે જવું છે, પણ એની પાસે પૈસા નહીં હોય, માટે ન આવ્યો.
મશ્કરીદાસ—આપણે પણ એને ભરોંસે બેસી રહીને સર્વ દાવ ખોયો!
લપોડદાસ—વિલાસદાસ આવ્યો હોત તો, આપણને કાંઇ હરકત પડત નહીં, પણ એતો સાળો બહુજ જુઠો.

જુગારદાસ—અલ્યા ભાઇઓ? તમે તેની નિંદા કરી અ-ઘટતા શબ્દો બોલોછો, પણ એના જેવો હઇયાફુટો મિત્ર (બન્ને એકકે આપણને મળનાર નથી. એના રૂડા પ્રતાપે આપણો ખરચ ચાલે છે. જુઓ, તેણે આપણી મિત્રાઇ કરીને આજ સુધીમાં ઘણા પૈસા ઉડાવ્યા, અને હજી પણ પોતાનો લવ ફાવે લાવશે.

( એટલામાં વિલાસદાસ આવે છે).

વિલાસદાસ—લુચ્ચાઓ! તમારા બોલવામાં કાંઇ ઠેકાણું નથી. તમારા કેહેવા પ્રમાણે કાલે રાત્રે હોળી ચકલા પાસે ઉભો રહયો, પણ તમે તો મળ્યા નહીં. વળી એક આફત એવી આવી હતી કે તેમાંથી નીકળતાં મને બહુ દુ:ખ પડયું.

લપોડદાસ—અલ્યા, તને શી આફત આવી હતી?

વિલાસદાસ—કાલે મ્હારી વહુ આવી છે, તેણે કેટલીક વાતો કહીને મારૂં માથું દુખવા આણ્યું.

મશ્કરીદાસ—ભાઇ, હવે તારી ખરી મોજ ભોગવવાનો વખત આવ્યો, એટલે તું અમારી સાથે બીજે ઠેકાણે શાનો આવે?

વિલાસદાસ—બળી એની મજા! એ આવી તેથી મને તો ઉલટો ત્રાસ થયો છે.

લપોડદાસ—તને ત્રાસ થતો હોય તો, એ બાયડી મને આપી દે. ભાઈ, કાલે રાત્રે તું ન આવ્યો, તેથી અમને તો ઊંઘ પણ આવી નથી.

વિલાસદાસ—ભાઇ તમે મારા સ્નેહી એટલે ઊંઘ નહીં આવી હોય, પણ મારી પાસે પૈશા ન્હોતા તે ફીકરમાં હું હતો.

મશ્કરીદાસ—(હશીને) અમારે પણ પૈશાનુંજ કામ હતું. વારૂં, પછી શી રીતે લાવ્યો?

વિલાસદાસ—એટલામાં મારી વહુ આવી તેણે પોતાના દાગીના અને બસેં રૂપૈઆ મારા દેખતાં પેટીમાં મુકયા, પણ એ રાંડને ઉંઘ આવતી ન્હોતી!

જુગારદાસ—(મનમાં) આ રાંડનો કાંઇ ચોટ મારીને લાવ્યો છે, માટે હવે એનો ઉપાય કરીએ. (ઉઘાડ) વારૂં ભાઇ, પછી શી રીતે લાવ્યો તે કેહે.

વિલાસદાસ—તે ઉંઘી ગયા પછી બધું લેઇને તમારી વાટ જોતો હતો, પણ તમે મળ્યા નહીં, તેથી મોહનબક્ષને ઘેર ગયો.

મશ્કરીદાસ—અલ્યા, ત્યાંની વાત તો કેહે?

વિલાસદાસ—ભાઈ, એના ઘરનો ઠાઠ અને ખુબસુરતી જોઇ મને ઘણોજ આનંદ થયો છે.

મશ્કરીદાસ—એવું શું દીઠું કે તને આનંદ થયો?

વિલાસદાસ—તેણે મારા ઉપર ઘણો પ્યાર દેખાડયો, તેથી મેં તેને બશેં રૂપૈઆનું કડું આપી દીધું.

જુગારદાસ—હાય હાય! એ રાંડ મુસલમાનીણને આટલો બધો માલ આપ્યો તે કરતાં અહીંયાં લાવ્યો હોત તો, તેનો ઉપાય ઝટ કરત.

વિલાસદાસ—ભાઇ, હું આપત નહીં. પણ તેણે કહ્યું કે તમારા વિના બીજા પુરૂષને ભાઇ બાપ જેવા માનીશ,

અને વળી ઘણોજ પ્યાર જોયો; તેથી ખુશી થઇને આપી દીધું છે.

મસ્કરીદાસ—અરે ગાંડા? જેણે કસ્બાતણનો ધંધો કરવા માંડ્યો તે એવા નિયમ રાખે કે? એને ઘેર આપણા જેવા હજારો માણસ અથડાતા જાય છે, પણ સવને એવું મીઠું મીઠું કહીને પોતાનું પેટ ભરે છે.

જુગારદાસ—અલ્યા, તમે તમારી વાતો ઢાંકીને વિલાસભાઈની વહુ આવી, તેની ખુશાલીમાં એક બે દાવ જુગારના રમો.

લપોડદાસ } મસ્કરીદાસ } —તને તારી પડી છે પણ અમે ભુખ્યા છીએ. થોડીક મીઠાઇ અને રંગપાણીનું સાધન મળે એટલે અમારી તૈયારી છે.

વિલાસદાસ—લ્યો, તમારાથી શું વધારે છે? (એમ કહી દસ રૂપૈયા આપે છે).

જુગારદાસ—વિલાસભાઇ. આટલી મોડી રાત્રે બજારમાં કાંઇ મળી શકશે નહીં. થોડીક મીઠાઇ અને રંગપાણીનું સાધન મારા ઘરમાં છે તેટલું ચલાવો; સવારે મગાવીશું, પણ રૂપૈઆ મારી પાસે લાવો જોઈ?

(રૂપૈઆ દસ લેઇ લે છે).

(સર્વે જણા ખાઇ નીસામાં ચકચુર થઇને ગાય છે).

'ઇસ્ક કરો શ્રી રામ નામકા' એ લાવણીની ચાલ.

સુખનાં સાધન સર્વે વૃથા, પણ એક ખરી છે પરનારી;
આપ પતિને તાજ કરી, વળી અદભુત સુખને દેનારી.
દ્રવ્ય હરીને પ્રેમ બતાવે, તોપણ પ્યારી એ લાગે;

પરનારીની પ્રીત કરે, આ ભવનાં સંકટ સૌ ભાગે.
નષ્ટ જાતનો જુગાર ઉદ્યમ, બહુ જન લાભ બતાવે છે;
(જો) લાલચ રાખે દ્રવ્ય તણીતો, પળમાં સર્વ ગુમાવે છે.
કેહી વસ્તુ છે ગુણકારી, મનની ચીંતા કાપે છે;
સાધન ગણશો સત્ય ત્રણ તો, જગમાં અપ યશ આપે છે.

અલ્યા જુગા–ર–દાસ–અઅ–ચાલો ઓઓ—(બોલતાં લથડીયાં ખાય છે).

જુગારદાસ—ભાઇયો, હવે એ વાત પડતી મુકીને જુગારનું શુરૂ કરો.

લપોડદાસ. } મશ્કરીદાસ. } જુગાર રમવાને અમારી પાસે પૈશા નથી, પણ વિલાસભાઇ આપે તો રમીએ.

વિલાસદાસ—અરે ગાંડાઓ! હું બેઠે તમને પૈશાની શી ચીંતાં છે! લ્યો, રમો. (એમ કહી પચીસ રૂ. બંનેને આપેછે).

જુગારદાસ—(પોતાનું સાધન તૈયાર કરીને) મિત્રો, હવે તમારી વાર છે.

સર્વે—પાસે પૈશા આવ્યા એટલે અમારી તરફથી વાર થનાર નથી. અમે તૈઆર છીએ.

વિલાસદાસ—પ્રથમનો દાવ મને નાંખવા દો, એટલે કાઇ જીતું.

જુગારદાસ—ઠીક છે, જેમ તમારી મરજી હોય તેમ કરવાને મારી ના નથી.

વિલાસદાસ—જુઓ સંભાળજો. (એમ કહી દાવ રમી સર્વ હારી જાય છે).

જુગારદાસ— ભાઇ લપોડદાસ, હવે તમે તમારો દાવ નાંખો વિલાસદાસં પાસે એકકે પૈશો રહયો નથી, તેથી એને જવું

હોય તો સુખેથી જાય.

લપોડદાસ—વિલાસદાસ હારી ગયો તેથી હવે દાવ નાંખવાની અમારી હિંમત ચાલતી નથી. વિલાસદાસ, તારે જવું હોય તો હવે જા. પૈશા વિના અમારી પાસે તારૂં કામ નથી.

વિલાસદાસ—(ખેદથી) અરે લુચ્ચાઓ! તમે સંપ કરી મારૂ સઘળું ધન છીનાવી લીધું, અને હવે મને કાહાડી મુકો છો? બળી તમારી મિત્રાઇ!! અરે! હું એકવાર પેલી ભાગીરથીના નાદમાં પડી ફજેત થયો, તોપણ મને લાજ આવી નહી. તમે આટલા બધા પાકા લુચ્ચા મિત્રો છો, એમ મને પ્રથમ સમજાયું હોત તો, કદી પણ તમારી સંગતમાં પડત નહી.

( પડદામાં )

"અબે જુગારીયો! અબ તુમેરી મોત નજીક આ પોંહોંચી!"

જુગારદાસ—( અજાયબ થઇ ) ભાઇયો, આપણી વાત સરકારમાં જાહેર પડી, તેથી કોઇ પકડવા સારૂ અહીયાં આવે છે. આપણુ સર્વે નાશી જવાની તજવીજ કરો.

(એટલામાં નુરખાં આવે છે).

નુરખાં—અબે સાલે, તુમેરે લીયે આજ બ્હોત રોજસેં સીર પટક ચલતી હે, ઓર અબ કહાં ભાગ જાતે હો? (એમ કહી પાછળ દોડે છે).

(સર્વે નાશી જાય છે અને વિલાસદાસને પકડે છે).

વિલાસદાસ—(રડીને) જમાદાર, પેલા લુચ્ચાઓ તો નાશી ગયા, અને મને શું કરવા પકડો છો?

નુરખાં—(ઓળખીને) અરે કમબખ્ત, તું અચ્છે આદમીકા લડકા હોકે ઇધર જુગારીયોકે ઘરકું આતા હે?

વિલાસદાસ—એતો મારા મિત્રો છે તેથી આવું છું. હું બીજાને ઘેર જતો નથી. એમણે મને લાલચમાં નાંખી જુગાર રમાડી ત્રણશેં રૂપૈઆનો માલ લુટી લીધો, અને તમે પણ 'દાઝ્યા ઉપર ડામ' જેવું શું કરો છો? મને છોડી દો; નહીતો મારી આબરૂ જશે!

નુરખાં—બેવકુફ, આબરૂકી દેહેસત રખતા હોતા તો ઇધર કાયકું આયા? ઉસ રોજ વો કરૂણાશંકર કે સાથ સામીલ હોકર જાગીરથીકું માર મારા હે. ઉસકા કામ કલ નીકલનેકા હે. તેરકું ઓર જુગારીયોકું પકડનેકે વાસ્તે સેઠ સાબને હુકુમ દીયા હે. આજ દસ રોજસેં તેરે તપાસમેં હમ ફીરતેથે, જદ આજ હમેરે હાથકું આયા.

વિલાસદાસ—જમાદાર સાહેબ! મને આટલી વખત છોડી દો. હવે પછી એ દુષ્ટ લોકો સાથે કદી નહીં ઉભો રહું. (માલ દેખાડીને) આ બધો માલ તમે લઇ જાઓ.

નુરખાં—(ગુસ્સે થઇ) અયે બે શરમ! હમ કુચ નિમકહરામ સિપાઇ નહીં કે લાંચ લેકર તેરેકું છોડ દેવે. તેરકું અચ્છી સજા કરવાની હે. તેરી સબ ફીકર હમને સુની હે, ઓર તુ સબ માલ તેરી ઓરતકા ચુરા કે લાયા હે. અપની કંગાલ ઓરતકુ દુખ દેકે એસે જુગારી યોકી સાથ દુસરી ઓરતોકે હાં ફીરતા હે? ચલ, અબ દેર કરેગા તો માર પડેગા.

વિલાસદાસ—જમાદાર, હું સારા માણસનો છોકરો થઇ તમને આટલી બધી આજીજી કરૂં છું, તોપણ તમે મને છોડતા નથી? આ સર્વે માલ હું મારી વહુ પાસેથી માગીને લાવ્યો છું.

નુરખાં—બેવકુફ, તું કીસ્કુ સમજાતા હૈ? તેરી ઓરત ઇતની કાબીલ હોકે એસે જુગારીયોકે ઓર દુસરી રંડીયોકે ઘરકું જાનેકે વાસ્તે અપના માલ દેવે નહીં. તું બડા બદમાસ નજર આતા હૈ. ગુન્હેગાર હોકે ફીર અચ્છે આદમીકા સબબ બતાતા હે કયા? ચલ, અબ દેર કરતા હે તો, દુસરા સિપાઇકું બુલાતા હું.

(એમ કહી બે ધકકા મારી આગળ કરે છે.)

વિલાસદાસ—(રડીને) હાય હાય, આ દુષ્ટ મિત્રોને લીધે મારી આબરૂની માઠી દશા થઇ! સાળા બધા મારો માલ ખાઇ, જતા રહયા, પણ આ વખતે મારૂં કોઇ સંગી થયું નહીં. રાંડ ભાગીરથી પણ આ વખતે શતરૂ થઇને બેઠી. તેણે ફરીયાદી કરી છે, એટલે મારા ઉપર તો ચારે તરફથી માર પડવાનો! અરે હવે તો ખરેખરી દુર્દશા થવા બેઠી છે!!

નુરખાં—ભાઇ, અબ રોનેસે કયા હોનેવાલા હૈ? અવલ બિચાર કીયા હોતા તો આજ તેરી એસી કમબખ્તી નહીં આતી. તું તેરી સબ હકીકત સેઠ સાબકું કહીયો. વો બ્હોત દયા રખતે હે, સો તેરેકું છોડ દઇંગે.

વિલાસદાસ—જમાદાર સાહેબ, તમે મારી ઓળખાણના છો, માટે કાંઇ મદદ કરજો. મને છોડાવશો તો તમારો

ઉપકાર ભુલનાર નથી. વળી પાન સોપારી જોગું તમને આપીને ખુશી કરીશ.

ગુરખાં—(મનમાં) બડે પગારવાલે રૂસ્વત લેતે હે તો, અપને જેસે ગરીબ લોકુંકુ એસી થોડી રકમ ગુપચુપ લેનેમેં કુચ હરકત નહીં. કયા સબબ કે ઘરકા ખરચ બ્હોત, રોજી થોડી. લેકીન ઇસ બાતકી ખબર ન પડે એસી તજવીજ કરનેકા કામ હે. (ઉઘડ) ચોર લોકુંકી પેહેચાન રખનેસેં ફાયદા કયા? અબ છોડનેકી બાત હમેરે હાથમેં નહીં. તેરે બાસ્તે હમ સબ સિપાઇ મેહેનત કરીંગે, ફેર તેરી કીસમત!

(બંને કચેરી તરફ જાય છે.)

---

## અંક. ૪ થો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ન્યાયાધીશની કચેરી.

મેહેરવાનજી—(એકલો) અરે ખોદાય! સરકારી નોકરોબી બદનેમત કરી બીજા સારા લોકોને હીણુપરસ્તી ભરેલા કરી નાંખે છે. પેલો કમબખ્ત કરૂણાશંકર આપણા સરકારનો ઘણોજ નીમકહરામ નોકર થઇ પડયો છે! રૂસ્વત લીધાનુ તોહમત મુકી ત્રે ચાર પટેલાયાઓ ફરીયાદી લાવ્યા હતા, તેનો તો મેં ઘરગોજે નીકાલ કરી એને ઠપકો આપ્યો હતો, તોપણ બદમાસને કાંઇ લાજ આવી નહીં. એનાં તાબામાં પેલો પ્રાણશંકર એક નેક નીધા

થી કારકુનીનું કામ કરતો હતો, તેને કાહાડી મુકીને કોઇ બીજો નવો રાખ્યો છે. પ્રાણુસંકરે બધી બીનાથી મને વાકેફ કીધો છે, પણ મારા હાથે રખાયલા કરૂણાશંકરનું કાળું કરૂં તેમાં મારી શોભા નહીં.

આટલા બધા રખાયલા નોકરોમાં એણે ઘણીજ બેઇમાની કરીછે. નોકરીમાં દાખલ થયા પેહેલાં એની ગરીબી હાલત ઉપર જોતાં મને એમ લાગતું હતું કે વિદ્વાન તરીકે ગણાવલો કરૂણાશંકર આવું ખરાબ કામ નહીં કરે. એ વાતતો જવી રહીને ફરી બીજીવાર એક બાઇની ફરીયાદી આવી છે! મને આ શેહેરમાં આવ્યાને આજે ચાર વર્ષો થયાં તેમાં સરકારી નોકરોપર થએલી ફરીયાદીમાંતો આ એ પેહેલીજ છે. લોકો પણ સુધારાને રસ્તે ચઢયા છે. ચોરી ચપારીઓ બંધ થઇ ગઇ છે; ખોદાય કરે ને મને આ એ શેહેરમાંથી યસ મળે! એટલુંજ મારૂ માગણું છે. પણ અરે! આવા બદમાસ નોકરો મારી આબરૂ ઉપર ધુળ નાંખવા બેઠા છે, ત્યાં શું કરૂં! આ એ વખત દુષ્ટ કરૂણાશંકરને સખત સજા કરૂં કે તેનો ત્રાસ બીજા નોકરોમાં બેસી જાઇ ફરીથી કોઇ માણુસ એવું કામ કરે નહીં.

(એટલામાં બે શિપાઇયો આવે છે.)

શિપાઇયો—સાબ, આજ રાતકું કુછ બખેડા હુવા નહીં હે.

મેહેરવાનજી—સિપાઇઓ, કાલે રાતનાં મને એવી ખબર મળીછ કે કોઇ બે ચાર જુગારીયો પકડાયાછ; માટે

તેનો તપાસ કરો. અને પેલા કરૂણાસંકરને તથા રીયાદી ભાગીરથીને બોલાવો.

બંને શિપાઇયો—(સલામ કરી) જૈસા આપકા હુકુમ. (જાય છે).

(વિલાસદાસને પકડી તુરખાં આવે છે.)

તુરખાં—સાબ, આજ રાતકું ચાર આદમી જુગાર ખેલતે થે ઉસ્મેસેં તીન ભાગ ગયે. ઓર એકકું બહોત મુસ્કી લીસેં પકડ લાયા હું. (એમ કહી વિલાસદાસને દેખાડે છે.)

મેહેરવાનજી—(અજાયબ થઇ) શું, હજુબી જુગારીયોનો ત્રાસ છે કે? ઠીક છે, હવે એ લોકોને સખ્ત સજા કર્યા વિના છોડનાર નથી. તુરખાં, આએ ચોરને બહારની બાજુએ ઉભો રાખો.

તુરખાં—અચ્છા સાબ. (વિલાસદાસને દુર ઉભો રાખે છે.)

(એટલામાં કરૂણાશંકર અને ભાગીરથી સહ જમાલખાં આવે છે.)

મેહેરવાનજી—[કરૂણાશંકરને] અરે મુર્ખા! તું સરકારી હુદા પર નીમાયલો થઇને વારે વારે આવા બખેડા કરેછ? આ ભાગીરથીએ તારાપર ફરીયાદ માંડીછ. મેં તુને એક વાર પેલા પટેલીયાઓના કામમાં માફી આપી, તોબી લાજ ન આવી કે? તારી બાએ મારી પાસે ધણીક-રીતે બોભાટ આણીયોછ. પણ ઠીક છે, હવે તું આએ વખતે યાદ રાખજે.

કરૂણાશંકર—સાહેબ, આ કામમાં મારી મુદલ કસુર નથી. (દેખાડીને) આ ભાગીરથી મારા હજાર પંદરશેં રૂપૈઆ ખાઈ ગઇ, અને મારી આબરૂ ગુમાવવા સારૂ કેવળ

ખોટું તર્કટ ઉભું કીધું છે! (ગદગદીત કંઠે) દયાળુ સાહેબ! હું તો ઘણોજ અપ્રાધી છું, પણ તેમાંથી મુકત કરવાનુ કામ આપનું છે. મને મારો કે જીવાડો પણ આ વખતે એકે વાત આપનાથી છાની રાખના રૂ નથી. (રામકોરને ઘેર બનેલી વાત કેહે છે.)

મેહેરવાનજી—(ક્રોધથી) અરે ચંડાળ, બળી તારી વીદ્વતા મેં તારી ગરીબ સ્થિતી જોઇને સો બસેં રૂપૈઆનો પગારદાર બનાવ્યો, તેમાં અભિમાની થઈ જઈ લોકોની વહુ બેટીઓપર ખરાબ નજર કરવા લાગ્યો? દુષ્ટ! તુને એમબી સમજ ન પડી કે પારકી સ્ત્રીઓ કોઇની થતી નથી. બે, ચાર કે પાંચ વર્ષે પણ આબરૂપર પાણી ફેરવેછ. તું ભણેલો થઈ લોકોને ઉપદેશ કરવાને બદલે ઉલટો પોતેજ આડે મારગે વળવા લાગ્યો? ધિઃકાર છે તુંને! તારા જેવા બદમાસ આદમીને રાખવાથી મારી આબરૂને હાનિ પોંહોંચે છે. સિપાઇ, પેલા ફરીયાદી ભાગીરથીને બોલાવે.

ભાગીરથી—(આવીને) સાહેબ મને શો હુકમ છે?

મેહેરવાનજી—આએ કરૂણાશંકરે કીધેલી વાત સાચી છે કે કેમ?

ભાગીરથી—નાજી, એ બધું ખોટું છે.

મેહેરવાનજી—ત્યારે તારૂં કેહેવુ શું છે તે બોલ. પણ જો, અ એ કોરટ વચ્ચે ખોટું બોલશે તો કેદમાં જવું પડશે.

ભાગીરથી—(મનમાં) મુળમાં ફરીયાદીજ ખોટી કરી છે, એટલે હવે તે ખરૂં શું બોલવું? પણ ગમે તેમ કરીને આપણા બચાવનુ બોલ્યા વિના ચાલનાર નથી.

(ઉઘાડ) હું એક દીવસે જતી હતી, એટલામાં કરૂણા-શંકરે અને વિશ્વાસદાસે મને ખરાબ શબ્દો કહ્યા. મેં તેમને કાંઇ જવાબ દીધો નહીં, તેથી એ લોકોએ મારીપર જુલમ ગુજારી આબરૂ લીધી છે.

મેહેરવાનજી—એ શિવાય તારે કાંઇ જાહેર કરવું છે?

ભાગીરથી—(રડીને) નાજી, આપ નેક ન્યાયાધિશ આવી બાબતોંનો બંદોબસ્ત નહીં કરો તો, આવા ઉછાંછળા અધિકારીયોના જુલમથી આબરૂદાર અબળાઓની આબરૂ રહેનાર નથી!

મેહેરવાનજી—વારૂં, તારા બાપનું નામ શું, અને તારો ધણી હયાત છે કે નહીં?

ભાગીરથી—ચકોરદાસ કરીને શેઠ છે તે મારો બાપ થાય. મારો ધણી હયાત છે, પણ કેટલાંક વર્ષોથી મારે અણબનાવ છે.

મેહેરવાનજી—તેં જે બંને માણસોપર• તોહમત મુકયુંછ, તેઓને તું ઓળખતી હતી કે નહીં?

ભાગીરથી—માત્ર દેખેથી ઓળખું છું. બીજી કોઇ રીતનું ઓળખાણ નથી.

મેહેરવાનજી—સિપાઇ? આ બે જણાને બાહેર બેસારી પેલા જુગારીને લાવો.

નુરખાં—(વિશ્વાસદાસને આગળ કરી) સાબ, એ જુગારીબી હાજર હે.

મેહેરવાનજી—અલ્યા, તું આટલી ન્હાની ઉમરમાંથી આવી ખરાબ ચાલ ચલાવેછ? બોલ, તારો બાપ શો ધંધો

કરેછ, અને પેલી ભાગીરથીની આબરૂ લીધાના કામમાં તું શામીલ હતો કે?

વિલાસદાસ—(થરથર કાંપી) સાહેબ, મારો બાપ આ શેહેરમાં મ્હોટો શાહુકાર છે. પેલા જુગારીઓએ મારી સાથે મિત્રાઈ કરીને આખરે આ દશા આણાવી છે! ભાગીરથીને માર માર્યો કે આબરૂ લીધીએ . વાતમાં હું અને કરૂણાશંકર કોઈ સામીલ નથી; પણ અમારા બંનેના પૈશા ખાઈ જઈને એ રાંડે ખોટું તુત ઉભું કીધું છે. (રામકોરને ઘેર બનેલી વાત કેહે છે.)

મેહેરવાનજી—અરે મુર્ખા! તું સારા આબરૂદારનો છોકરો થઈ એવા દુષ્ટ લોકો સાથે કેમ રહયો? આટલી ન્હાની ઉમરમાં બીજે ધંધો છોડી પારકી સ્ત્રીયોના નાદમાં રખડે છે, પણ શું તુંને ખબર નથી કે એવા પારકી સ્ત્રીના પ્રેમીયોને અહીયાં અને ખુદાને સાંહાં સજા થાય છ?

વિલાસદાસ—સાહેબ! પારકી સ્ત્રીયોનો પ્રેમ દુખ આપે છે, એ વાત મારા અજ્ઞાનપણાને લીધે સમજવામાં આવી નથી. દુષ્ટ જુગારદાસે મને ભીખારી બનાવ્યો છે, અને હવે મારી ફજેતીનો પાર રેહેનાર નથી!!

મેહેરવાનજી—તારૂં લગ્ન થયુંછ કે નહી?

વિલાસદાસ—હા, પેલા સુરતવાળા વખતદાસની છોકરી સાથે થયું છે.

મેહેરવાનજી—(ક્રોધથી) અરે ચંડાળ છોકરા! તેં તારા બાપનું નામ ડુબાવી નાખ્યું છે. વખતદાસની છોકરી ઘ-

ણી રૂપવાન અને ભણેલી છતાં તું આવી ખરાબ સ્ત્રીઓને માટે ભટકાં મારી વખત ગુમાવે છ! તારા જેવા અજ્ઞાન માણસોને સજા કરવી ઘટારત છે. જા હાલમાં બહાર બેશ.

વિલાસદાસ—(રડીને) શેઠ સાહેબ? આટલી વખત મને માફ કરો. નાત જાતમાં મારી આબરૂ જશે, અને મારા બાપ પણ આ વાત જાણશે તો ઘરમાંથી કહાડી મુકશે. સ્ત્રીના મેહેણાથી મારે મરી જવું પડશે, અને ફરીથી આવું કામ કરનાર નથી!! (બહાર જાય છે).

મેહેરવાનજી—(એકલો) કરૂણાસંકરના બોલવાપરથી તેની હકીકત સાચી હોય એમ લાગે છે, પણ એ દુષ્ટ સરકારી નોકરીપર રહી આવા અન્યાય કરે ત્યારે તેનું જોઇને લોકો પણ શીખે. વળી એ વિદ્વાન થઇને અજ્ઞાની બન્યો એતો મને પણ સરસીંદાપણું છે. પેલા પ્રાણસંકરને નોકરીપરથી દુર કાઘો., તે આ ભાગીરથીના લીધેજ હશે. નહીંતો તે બિચારાની કસુર શી? એને વધારે સજા કરીશું તો ફરીથી કોઈ ઠેકાણે એનો નીભાવ થનાર નથી. અરે! આ વખતે મારી દયાળુંપણાની કીર્ત્તિપર આએ દુષ્ટ કરૂણાશંકરને લીધે એબ લાગવા જેવું છે, પણ ત્રણે ગુન્હેગારો કરતાં એને વધારે સજા થવી રાસ્ત છે. કેમકે એ સૌ વાતે માહિત છતાં માત્ર નોકરીના અભિમાનીપણામાં રહીને કેમ ભુલ્યો?

પેલા ભાગીરથીનું કહેવું તદનખોટું છે. એ રાંડ

તાના ધણીને ઘેર ન જતાં અહીંયાં બાપને ઘેર રહી સ્વતંત્ર રીતે ફરે છે. વળી એ દેખીતીજ એવી લુચ્ચી જણાય છ કે કરૂણાસંકર અને વિલાસદાસના રૂપૈઆ ખાઇ જઇને આએ તર્કટ ઉભું કીધું હોય. સ્ત્રીયો સાસરે ન જવાથી પુરૂષોનું મન ભમાવે છે, માટે તેણીને થોડાક મહિના સખત કેદ રાખી સાસરે જઈ પોતાની ચાલ સુધારે' એવા જમાન લેઇને છોડી મુકવી એટલે બસ છે.

વિલાસદાસ—છોકરો ન્યાનપણમાંથી વિદ્યાહિન રહી અજ્ઞાન માણુસોની સંગતમાં પડયાથી તેણે આ અજ્ઞાનતાવાળુ કામ કરો ગુન્હેગાર બન્યોછ. એનું બોલવું અને રડવુ એવો દેખાવ આપેછ કે ભાગીરથીની આબરૂ લીધાના કામમાં એ છોકરો નથી. વળી એના મનમાં આબરૂ જવાની ધાસ્તિ છે, તેથી એ કદી સુધરશે. માટે થોડાક ફટકા મારી કેદ કરીને વળી સારા માણસમાં ફજેતી થાય એટલી સજા સમજુ માણસને ઘણી છે.

(એમ વિચાર કરી શિપાઇને બોલાવે છે).

નુરખાં—કયું, સાબ કયા હુકુમ હૈ?

મેહેરવાનજી—પેલા ત્રણે ગુન્હેગારોને અહીંયાં લાવી તમે ત્રણે સિપાઇયો હાજર રહો.

નુરખાં—જૈસા ખાવીંદકા હુકુમ. (જાય છે).

(થોડીવારમાં ગુન્હેગારો સહ સર્વે શિપાઇઓ આવે છે).

મેહેરવાનજી—(ગુન્હેગારોને) કેમ, તમુને કાંઇ વધુ તકરાર જાહેર કરવાની છે?

કરૂણાસંકર—(ખેદથી) દયાળુ સાહેબ ! આપના ઉપકારી બદલામાં આ દુષ્ટ દેહધારી સેવકે પોતાના તરૂણ મદમાં ઘણુંજ માઠું કર્મ કીધુ છે. પણ—કેવળ મને ખરાબ કરવા માટે આ ચંડાળ ભાગીરથી શતરૂ થઇ બેઠી છે. હવે મારાથી બોલાતું નથી; આપ નામદાર જે હુકમ ફરમાવશો તે માથે ચઢાવ્યા વિના બીજો ઉપાય રહયો નથી !

વિલાસદાસ—(રડીને)શેઠ સાહેબ ! મેં મારી ખરી હકીકત આપને કહી છે. હું વધારે ભણેલો નથી કે બોલી શકુ !

ભાગીરથી—સાહેબ, ગરીબ અબળાપર જુલમ ગુજારનાર આ બંને જણા જુઠું બોલે છે, માટે એમને શિક્ષા થવી જોઇએ.

મેહેરવાનજી—ગુન્હેગારો, મેં તમારા ઉપર ઘણીજ રેહેમીયત રાખીને નીસ્પક્ષપાતપણાથી આ ઠરાવ કરેલો, તે તમોને વાંચી સંભળાવું છું. (વાંચેછે).

ઠરાવ.

ફરીયાદી બાઈ ભાગીરથીએ કરૂણાસંકર અને વિલાસદાસ ઉપર જુલમ ગુજારી, આબરૂ લીધા બાબે જે ચાર્જ મુકેલો તેને લગતી તપાસ થઇ તે નિચે પ્રમાણે.

૧ ફરીયાદીને બને ગુન્હેગારો તરફથી માર માર્યાનું શાબેત થઇ શકતું નથી, પણ તે પોતાના ધણીને ઘેર ન જતાં અહીંયાં રહી આવી રીતે ગોટાળા કરે છે માટે એની ચાલ સારી ન હોય એમ અનુમાન થાય છે.

૨ કરૂણાસંકરે ભાગીરથીને રૂપૈઆ આપ્યા હોય એમ વિલાસદાસની જુબાનીથી તથા બીજા તપાસપરથી શા-

બેત થાય છે, પણ તે સરકારી અમલદાર થઈ આવી રીતની ગેરવર્તણુંક ચલાવે છે, માટે તેટલો પુરતો ગુન્હેગાર છે, પણ ભાગીરથીપર જુલમ ગુજાર્યાના કામમાંથી મુક્ત કરૂં છું.

૩ વિલાસદાસ પારસી ઉમરનો ખરો પણ પોતાની અજ્ઞાનતાને લીધે ખરાબ મિત્રોની સંગતે રહી જુગાર, પરસ્ત્રી ઇત્યાદિ કત્યોમાં પડ્યો, માટે તેટલો પુરતો ગુન્હેગારછે, પણ ભાગીરથીએ માડેલી ફરીયાદમાંથી વિલાસદાસને બેગુન્હા ઠરાવું છું.

આ કામની એકંદર સ્થિતી જોતાં ત્રણે જણને યોગ્ય શિક્ષા થવી જોઇએ. માટે ઠરાવ કરૂં છું કે.—

કરૂણાસંકરને વિશ્વાસુ, વિદ્વાન અને પ્રમાણીક જાણી સરકારી હુદ્દાની નોકરી આપેલી, તેમાં તેણે એક એકીનદારીથી કામ ન કરતાં ગરીબ નોકરોનો હક ડુબાવી પારકી સ્ત્રીયોપર ઘાનત બગાડી ફરીયાદી થવા વેળા આણી. માટે તેને આ નોકરીપરથી દુર કરી ત્રણ માસની આસાન કેદ તથા એક પાઇ દંડ કરૂં છું. કેદની મુદત પુરી થયા પછી "પારકી સ્ત્રીયોપર ઘાનત ના બગાડતાં એક આકીનથી કામ કરીશ," આવું કોઇ પ્રમાણીક વિદ્વાનનું સરટીફીકેટ લાવશે તો, તેને પ્રથમના પગારનો એક અષ્ટમાંસ ભાગ મળશે.

ભાગીરથીએ સારા ગ્રહસ્થની છોકરી થઇ આવી ખોટી ફરીયાદ કરી, ને પોતાના ધણીને ઘેર જતાં પારકા પુરૂષોને ફસાવવાના હેતુથી આમ તેમ સ્વતંત્ર રીતે ફર્યાં

કરેછે. વળી કોઇ અજ્ઞાન પુરૂષ પરસ્ત્રીની મોહ જાળમાં ફસ્યો, તો તેની આબરૂ લેવાની કોશીસથી ખોટી ફરીયાદો કરીને સરકારી અમલદારોને ત્રાસ આપે છે. માટે તેણીએ ૭ માસ સુધી સખ્ત મજુરી સાથે કેદમાં રેહેવું. કેદની મુદત પુરી થતાંજ પોતાના ધણીનો ખોબાટન આવે એવી રીતે ચાલવા બાંએ કોઇ લાયક માણસને જમાન આપી તુરત સાસરે જવું, તેમ કરવા કબુલ ના થાય, તો ત્રણ વર્ષ વધારે કેદ ભોગવે. ભાગીરથીએ કરેલી ફરીયાદ રદ કીધી છ.

વિલાસદાસપર ભાગીરથીએ મુકેલું તોહમત ના શાબેત છે. પણ પોતાની સ્ત્રી સ્વરૂપવાન છતાં જુગાર ઇત્યાદી દુર્વ્યસનમાં પડી વખત ગુમાવે છ. ગરીબ સ્ત્રીને દુઃખ આપે છ, સંસારીક અને ધરમ સબંધી જ્ઞાન વધારવાનો વખત છતાં તે વધારતો નથી. માટે એને પચાસ ફટકા મારી આઠ દીવસ સખત મજુરી સાથે કેદ રાખવો. કેદની મુદત પુરી થયા પછી શિપાઇ સાથે આખા શેહેરમાંના સારા સારા આબરૂદાર ગ્રહસ્થોને ઘેર મોકલી "પારકી સ્ત્રીના મોહમાં કોઇ જુવાન માણસ અજ્ઞાન થઇને ફસાય તેની આ દશાય" એવું એની જબાંસે કેહેવરાવવું. અને ફરીથી કબી ગુન્હો કરે તો એને સાત વર્ષની સખત સજા કરવી" આ ઠરાવો તેમના ગુન્હાના પ્રમાણમાં ઘણાજ થોડા છે, પણ દયા લાવીને આ પ્રમાણે ઠરાવ્યું છે.

M. S.

અજ્ઞાનીને સાસન કરનાર

ન્યાયાધિશ

શિપાઇયો—સાબ, અબ કયા હુકુમ હૈ?

મેહેરવાનજી—પેલી ભાગીરથીને સ્ત્રીયોના કેદખાનામાં લઇ જાઓ. કરૂણાશંકરને આસાન કેદમાં, અને વિલાસદાસને પણ સખત મજુરીથી કામ કરનારા કેદીઓની કોટડીમાં પોહોંચતાં કરો. આએ કામ ચોકસ રીતે કરીને મારે બંગલે આવી વરધી આપજો. [એમ કહી જાય છે].

નુરખાં—ચલો, અબ દેર કરનેકા કામ નહી. શેઠસાબકા હુકમ હો ગયા હૈ.

કરૂણાશંકર—(ખેદથી)અરે પરમાત્મા! મને કયાં દૃષ્ટ બુદ્ધી સુઝી કે આ રાંડ ચંડાળ ભાગીરથીના મોહમાં લપટાઇને આબરૂ ગુમાવી! અરે મને ધિઃકાર! ધિઃકાર!! ધીઃકાર છે!!! અભ્યાસીક અવસ્થામાં જ્ઞાની વિદ્યાના અનેક ગ્રંથો જોએલા તેનાપર આગ લગાડીને માત્ર આવાં શ્રંગારિક વચનોમાં અંધત્વપણું થયાથી કેવળ અજ્ઞાન બન્યો છું. અરે હું કેટલો બધો મુર્ખ? પેલા ઉપદેશક ગ્રંથોમાં વાંચેલાં નિતી શાસ્ત્રના વાકયો મારા કર્ણદ્વારમાં કેમ ઠસ્યાં નહી? દુષ્ટ ભાગીરથી! તારા જેવી પાપણી સ્ત્રીયોઓનો આ જગતમાંથી જરૂર નાશ થવો ઘટે છે. અરે રાંડ! હું તને પુર્ણ ભક્તીથી ચાહતો હતો, તેમાં તે મને યોગ્ય શિક્ષાએ પોહોચાડયો છે. અજ્ઞાન કરૂણાશંકર તું ભાગીરથીને દુષિત ગણે છે, પણ એમાં તારીજ બેહદ મુર્ખાઇ થઇ, કારણ કે તુ પોતના અંતરાત્માથી સર્વ વાતો સમજવાને શકતીમાન છતાં આંધળો

બની દાવો લેઇ દુઃખ કુપમાં પડયોછું! હે ઇશ! ખચીત પરસ્ત્રીનો પ્રેમ દુખકારક છે!!

રાગ વણઝારાનો

સદ વિદ્યાતણું સર્વજ્ઞાન, ભુલી મતિ મ્હારીરે;
પરનારી તણી પ્રીત વ્યર્થ, લાગી બહુ સારીરે.
ચઢયો અમલ મદે તેથી, સર્વે તજ્યા સુવિચારોગે;
હવે ઉગરવાનો એક, દીસે નહી આરોરે.
બન્યો અંધ રંડાના પ્રેમમાં, તે કર્મ કીધુંરે;
લેઇ લાંચ ભરયું એનું પેટ, તે ફળ આજ લીધુંરે.
કરી કપટપણાનાસ્નેહને, મુજને ફસાવ્યોરે;
વિણ વાંકે ગરીબનો લાભ મેં મુદે ડુબાવ્યોરે,
સર્વ કામતજી કરી ઇશ, સમી એની ભકતીરે;
તેને બદલે પામ્યો છું, હું આજ તુરંગની મુક્તિરે.
કરણ સરખા નૃપોને, સુખ પરનારીનું ભાવ્યુંરે;
થયો મંત્રીથી પુર વિરોધ, ને રાજ્ય ગુમાવ્યુંરે.
બહુ અરજો ચઢી દરબારે પ્રત્યક્ષે મેં જોઇરે;
વાંચી ગ્રંથમાં વિવિધ કથાઓ, અજ્ઞાનમાં ખોઇરે.
આજ સુધીમાં બહુ જે પ્રકાશ પ્રતિષ્ઠાનો જામ્યોરે;
પરનાર તણી પ્રીત કીધે, સઉ નાશ પામ્યોરે.
ગુપ્ત કૃત્યની આસન વાતો, આ પુરમાં ગવાશેરે;
મુખ કલંગવાળું લેઇ આંહી, હવે શું ફરવાશેરે.

અરે દુષ્ટ ભાગીરથી! તેં પ્રથમ મીઠાં મીઠાં વચનો બોલી અંતરમાં સ્ત્રી ચાતુર્યનું ભરપુર કપટ રાખીને સેવટે આ લાભ અપાવ્યો! દુષ્ટ રંડા, મેં તને પરમાત્મા સમાન

પવિત્ર ગણીને તારો સ્નેહ કીધો હતો. અરે, હું આ સમયે કેવળ મોત સમાન અવસ્થામાં આવી ગયો છું, ચંડાળ વ્યભિચારણી! તારા પ્રપંચ મને પ્રથમથી સમજાયા હોત, તો. એક લુચી સ્રીના મોહમાં લપટાઇ નોકરી અને આબરૂનો નાશ કરત નહી. ઉન્મતાઇમાં અજ્ઞાન બની અવીચારથી કરેલા કૃત્યમાં મારી કેટલી બધી દુર્દશા !!! અરે જે શીપાઇયો મારી તેનાતમાં હાજર રહી અડધા શબ્દે હુકમ માનવા 'હાજી' કહી ઉભા થતા, તે ચંડાળો આજ મને કેદીની ગણનામાં ગણીને 'ચલમે' કહેવા તૈયાર થયા છે. પણ મારી ભુલ છે; પ્રથમથી કરેલાં માઠાં કર્મો ને ભોગ થવું એમાં એ ગરીબ નોકરોનો શો દોષ? મેં કાંઈ આજ સુધી તેમને થોડું દુઃખ દીધું નથી. મારી જ્ઞાતી વીદ્યા કોણ જાણે કયાં જતી રહી! દ્રવ્યના મદથી મારી બુદ્ધીમાં આગ લાગી સુવીચારો બળી જઇ કાલરા રૂપ વ્યભીચાર કરવાની ખોટી અસર મને કેમ થઇ? બાળ તરૂણ અને વૃદ્ધ વયના રૂગની કે અજ્ઞા. ની ભાઇયો,

**मातृवत्परदारांश्चपरद्रव्याणालोष्टवत्**
**आत्मवत्सर्वभुतानियःपश्यतिसपश्यति**

નીતિ શાસ્ત્રમાં કહેલાં મહાન મહાન પંડીતોનાં વચનો આજે મને દુઃખ પડયાથી સર્વ ખરાં લાગ્યાં છે. માટે હે તરૂણ જનો!–

માલિની છંદ.

પર ધન, પરદારા, તુર્ત તો લાભ દેશે,
સ્વર્ગનું ફળ બાધું, પલ્કમાં ખેંચી લેશે;
જગ માંહિં દિન થોડા, ભાગ્યવંતો ગણાશે.
ભરપુર મળિ પાપે, દુઃખ સર્વે જણાશે!

તુરખાં—કરૂણાશંકર, અબ અપની આબરૂસેં સીધે સીધે ચલો; નહીં તો તુમકું ધક્કા મારના પડે વો બાત હમકું અચ્છી નહીં લગતી.

કરૂણાશંકર—મિયાં, હવે આબરૂ કયાં રહી છે? પરસ્ત્રી લંપટ અધિકારીને આબરૂની આશા હોયજ નહીં! ચાલો, હું આ વખતે તમારો ગુલામ બન્યો છું.

(શિપાઇ સહ કેદખાનામાં જાય છે.)

જમાલખાં—અબે બાઇ, તું ઓરત જાત હે, ઇસ્લીએ હમ તેરેકું હાથ નહીં લગા સકતે. ચલ, અબ કેદખાનેમેં આયે બીગર કુચ છુટ જાનેકી હે?

ભાગીરથી—(ખેદથી) જમાદાર, જ્યારે છુટવું હોત ત્યારે આવા દુખી નાદમાં શું કામ પડત? હાય હાય! પોતાનો ગમે તેવો પણ સ્વર્ગ લોક સુધી સદાનો સુખ આપનારો પતિ તજીને અનેક પ્રકારની લાલચમાં લપટાઇ મેં ઘણું રૂડું ફળ લીધું છે!! અરે! મેં પાપણીએ કરેલી પ્રપંચીક યુક્તીયોનો નેક પરમેશ્વરને ઘેર શો જવાબ દેવાશે! દુષ્ટ રામકોર, મારી બાલ્યાવસ્થામાં તેં મને જે ઉપદેશ કરેલો, તે કેવળ શતરૂવટનો દીશી આવ્યો છે!

બળી મારી પાપ કર્મની બુદ્ધિ!! 'ખોદે તે પડે' આ વાત મારા જાણવામાં હતી, પણ બીચારા કરૂણાસંકરને ખરાબ કરવાના વિચારથી મેં જે ફરીયાદી કરેલી તેમાં મને શો લાભ થયો? એની મારા ઊપર પુર્ણ પ્રીતિ છતાં એક અજ્ઞાન વાણીયા પાસેથી પૈશા પડાવવાની આશા રાખી રામકોરને ઘેર કરેલા કસના બદલામાં મને માર મારયો, એમાં કરૂણાશંકરનો જરા પણ દોષ નથી! અરે બાપ! મારે આબરૂદાર ગ્રહસ્થની છોકરીને એક પારકા પુરૂષના સુખના બદલામાં કેદખાનું ભોગવવું પડશે, એ કાંઇ થોડું દુઃખ નથી. વ્યભિચારી સ્ત્રીનો જમાન કોણ થશે? ઘણા વર્ષોથી પતિ સાથે થએલો વિરોધ હવે એકદમ મટવો પણ કઠણ છે!! મારી વર્તણુંક સુધર્યાનો વિશ્વાસ તેમના મનમાં શી પેરે બેસશે?! હે ઇશ! ખરેખરી આજે ખાત્રી થઇ છે!!

રાગ રામગ્રી.

'ધિક જીવ્યું ગણું માહરૂં' એ ચાલ.—

પર નરની પ્રીત બહુ ભુંડી, લાજ હરી તતકાળ;
વગર વિચારે ભુલી પડી. દુઃખ દેખ્યું વિકાળ. પર. ૧
જન્મ સાથી પતિને તજ્યો, આણી લોભની આશ;
અપ્રાધી ઈશ તણી બની, (પણ) સુખ થયું રે! વિનાશ. પર. ૨
કપટથી બહુ નર ભોગવ્યા, સાથી થયો નહીં કોય;
અંતે આ માઠી દશા થઇ, નીંદશે સઉ કોય. . પર. ૩
રામકુંવર તણા બોધથી, શીખી આવુંજ કામ;

જાત, કુટુંબી ને લોકમા, (હવે) કેમ મળશે? વિરામ. પર. ૪
શિક્ષા થઇ બહુ બાપથી, રે! મુજને બે ત્રણ વાર;
(તોયે)યોગ્ય શિખામણ તેમની, લીધી નહીં મેં લગાર. પર. ૫
નીચ કરમને નાદે ચઢી, વર્ષ ગાળ્યાંજ બાર;
ગુપ્ત દુઃખો બહુ ભોગવ્યાં, (પણ) અહસ્થ થઇ ના લગાર. પર. ૬
ક્રોધી પિતા વળી જાણશે, કેદ પામ્યાની વાત;
છુટયા પછી દશા બહુ બુરી, (જાણે) મોત આવ્યું સાક્ષાત. પર. ૭
આબરૂ લેશ રે'શે નહીં, ચેષ્ટા કરશેજ બાળ;
તરૂણ મદે બની આંધળી, (તેથી) લાગ્યું 'વ્યભિચારી' આળ. ૮
આ પાપિણીથી બન્યા દોષ, તે ઇશ કરજે ક્ષામાય:
સદમતિરે! આપ એટલી, પ્રેમ તુજથીજ થાય. પર. ૯
તરૂણ બાળકિયોને મન વશી, દુર કર પરવાસ;
પામે સુકીર્તિ આ લોકમાં, અંતે લે તુજ પાસ. પર. ૧૦
સુણજો બ્હેનો દુઃખ માહરૂં, કહયું સંક્ષેપે આજ;
ગણશો ખરી મારી વીનતી તો, થાશે સુખનું રે કાજ. પર ૧૧

જમાલખાં—કયું, અબ તેરા રોનેકા કહાં તક પોંહોંચેગા? અબ એસી બાતાં કરતી હે તો, અવલસે તેરી અકલ કહાં ગઇથી!

ભાગીરથી—(નીસાસો નાંખી) અરે બાપ! આખરે કેદમાં જવું પડશે!! (જમાલખાં સહ કેદમાં જાય છે.)

કાદરખાં—અબે વિલાસદાસ? તેરેપર સેઠ સાબને મેહેરબાની કીહે. અમને તેરે વાસ્તે અચ્છી તરોંસે કહા થા, ઇસ્લીયે હમકું બી કુચ ખુશ કરને ચૈયે.

વિલાસદાસ—(રડીને) અરે પાતકી ભાગીરથી! કરૂણાશંકરને

ખરાબ કરવા સારૂ તેં જે તર્કટ ઉઠાવેલુ તેમાં તને પણ ઠીક શિક્ષા થઇ છે! તેં અમને બંને જણાને બે આબરૂ કર્યા છે, તેથી પરમેશ્વરને ઘેર તને સારી શિક્ષા થશે. અરે! મારી અજ્ઞાનતાનું ફળ મને પણ મળી ચુક્યું છે!! મિયાં, તમને ખુશી કરવાનું મેં કહેલું, પણ હાલમાં મારી પાસે કાંઇ નથી.

ફાટેખાં—હમકુ કુચ પરવા નહીં. તુ અપને ગુપચુપ મોંસે કેદખાને તરફ ચલ. (બંને કેદખાના તરફ જાય છે).

(સર્વને કેદમાં પોંહોચાડી શિપાઇયો પોત પોતાને ઘેર જાયછે).

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—વિદ્યાશંકરનું ઘર.

વિદ્યાશંકર—(એકલો) જગત કર્તાએ માણસ જાતને અંધારે ડહાપણ વેહેચેલું, તેથી પોતે કરેલું કર્મ નઠારૂં હોય, તોપણ તેને ઉત્તમ માની ઘણા લોકો દુઃખ પામે છે. સામા ઘરમાં કોઇ બે ચાર તરૂણ છોકરાઓ રાતના વખતે એકઠા થઇ જુગાર અને વ્યસનમાં સુખ માની વખત ગુમાવે છે. દરરોજ નવી નવી તરૂણ સ્ત્રીયો લાવે છે; અને મહા મેહેનતે મળી શકે એવું જે ધન, તેની ખરાબી કરે છે. ઓળખાણ વિના તેમને ઉપદેશ કરવાનું મારાથી કેમ બને? પણ જ્યારે એક વાર આફત પડશે, ત્યારે તેઓને ઝટ સમજણ આવશે. હે ઇશ્વર! તારી ગતિ અકળ છે. (બારીએ જોઇને)

અરે, હું જે ઘરની વાત કરૂંછું, ત્યાંતો તાળું છે! મને લાગે છે કે ખરેખરૂં તેમના ઉપર કાંઇ સંકટ આવી પડયું હશે!

(પડદામાં).

"જમાદાર? હજી મને ક્યાંસુધી ફેરવશો?"

(એટલામાં વિલાસદાસ સહ ફાટેખાં આવે છે)

ફાટેખાં—(વિલાસદાસને દેખાડી) માસ્તર સાબ, એ લડકેકુ સજા હુઇ હે; ઇસ્લીએ આપ ઐસે લોકકું ઘરકે અંદર આને મત દેનાં.

વિદ્યાશંકર—(અજાયબ થઇ) ફાટેખાં આ શું છે, તે મારાથી સમજાતું નથી.

ફાટેખાં—દેખો સાબ, એક ઓરતકે કામમેં ઇસ્કુ સજા હુઇ. સેઠ સાબને હુકુમ કીયા હે કે ઇસ્કું સારે શેહેરમેં ફીરાકે છોડ દેનાં. (વિલાસદાસને) કયું ભાઇ, તું અપને કહેને કે હરકે મુંસ બાલનેમેં ક્યા અંદેશા રખતા હે?

વિલાસદાસ—(રડીને) અરે? હવે શું બોલાવોછો? હું સમજીશ તો મને કાંઇ થોડું દુઃખ નડયું નથી.

વિદ્યાશંકર—(મનમાં) આ છોકરો ઘણો પશ્ચાતાપમાં પડેલો દેખાય છે, માટે એને સારો માર્ગ દેખાડયાથી આપણને પણ પરમેશ્વરને ત્યાંહાં લાભ મળશે. કેમકે—

દોહરા.

ધારે જો ફળ શ્રેષ્ટ તો, પર ઉપકાર જણાય;
બીજાં છે બહુ ગુપ્ત પણ, ઉઘડ આજ ગણાય. ૧
આશિશને યોગે કરી, વિઘ્ન દુર સઉ જાય;
કીર્તિ ભરપુર જામતાં, સુખ સ્વર્ગમાં થાય. ૨

(ઉઘડ) મિયાં? આ માણુસને મારે ઘેર મુકી જવામાં તમને કાંઇ અડચણ થવા જેવું છે કે?

ફાટેખાં—ના, સાબ, હમકું કુચ હરકત નહીં. સારે શેહેરમેં ફીરાકે આપકે ઘરકું લાલાગા. જૈસી આપકી મરજી. લેકીન એક અર્જ કરતા હું કે એસે બદમાસ લોકુંકા ભરોસા રખકે અપને ઘરમેં બહુ બેટીકી પાસ જાને દેનેસેં ઇજતકી ખરાબી હો સકતી હે. (જાય છે).

(એટલામાં વિદુષક આવે છે).

વિદુષક—વાહ! આ અપ્રાધી સુતે અહીંયાં કયાંથી? માસ્તર સાહેબ, તમે આની જોડે માથાફોડ કરોછો, પણ આપણા સરકાર તમને બોલાવે છે.

વિદ્યાશંકર—ભાઇ, તમારૂં નામ શું, અને તમારા બાપ (એક કોરે ઉભો રેહે છે) શો ધંધો કરે છે?

વિલાસદાસ—મારૂં નામ વિલાસદાસ, અને મારો બાપ વખતદાસ કરીને આ શેહેરમાં મ્હોટો શાહુકાર છે.

વિદ્યાશંકર—(મનમાં) અરે, રે! શાહુકાર લોકો લોભના માર્યા પોતાના છોકરાપરથી ધાસ્તી ઉઠાવે છે, ત્યારે આ દશા આવે છે. (ઉઘડ) વારૂ, તમે કાંઇ ધંધો કરોછો કે નોકરછો?

વિદુષક—શું ધંધો? ધંધો જુગારનો, અને નોકરી તો રાતની વખતે પારકી સ્ત્રીયો પાછળ ફરવાની. બીજુ તે શું કરે એવા છે?

વિલાસદાસ—આ વખતે બળતામાં ઘી નાંખવા સરખું તેં પણ ઠીક શોધી કહાડયું છે? (શરમાઇને નીચું ઘાલે છે).

વિદ્યાશંકર—ભાઇ, તમે શરમ ના રાખતાં ખરી વાત કહો. હોય, માણસ જાત પોતાની યુવાવસ્થામાં અજ્ઞાનથી અંધ બનીને અઘટીત કર્યો કરે છે, પણ પાછળથી તેને સારો ઉપદેશ થાય, તો તેમાંથી ઘણાક લોકો સુધારાને રસ્તે ચહડે છે.

વિદુષક—તમે ગમે એમ કરો, પણ આ ભાઈ સુધરવા એતો ઘંણુંજ કઠણુ કામ છે.

વિદ્યાશંકર—વિલાસદાસ, તમે વિદ્યાભ્યાસ કેટલો કર્યો છે?

વિદુષક—ઓહો, હો! અભ્યાસ તો ભરપુર!! ઘરમાંથી ચોરી કરી પારકી સ્રીયોને પૈશા આપવા, અને તે વાત જાહેર પડે તો કેદમાં પડવું. આવો વિદ્યાભ્યાસ ઘણો સારો કર્યો છે.

વિદ્યાશંકર—(વિદુષકને) અલ્યા? પુછયા વિના તારે વચમાં બોલવું નહીં.

વિલાસદાસ—માસ્તર, મને મારા બાપે નિશાળે મુક્યો ત્યાંહાં હું પાંચમી ચોપડી સુધી શીખ્યો.

વિદ્યાશંકર—વારૂં, વધારે શિખવાનો વખત છતાં તમે નિશાળ કેમ છોડી દીધી?

વિલાસદાસ—સાંભળો, હું જે નિશાળમાં ભણુવા જતો ત્યાંહાં જુગારદાસ, મસ્કરીદાસ વિગેરે ભણુવા આવતા હતા. તેમની સાથે મિત્રાઇ થવાથી વિદ્યા ભણુવામાં મારૂં ચીત્ત ચોટયું નહીં, તેથી નિશાળ છોડી દીધી, અને પછી તો—

વિદ્યાશંકર—ભાઇ વિલાસદાસ, હવે તમે જરા પણુ શરમા-

શો નહીં. ખરી હકીકત સમજાયા વિના તેનો ઉપાય થતો નથી.

વિલાસદાસ—પછી શું કહું! (પોતાની સર્વે હકીત કહેછે).

વિદ્યાશંકર—(અજાયબ થઇ) અરે! માણસ જાત ઘણી ચકોર છતાં દુષ્ટ મિત્રોની સંગતે અજ્ઞાની થઇ નીચ કામ કરીને પોતાનું પેટ ભરે છે, પણ તેમાં કીરતી ન વધતાં ઇશ્વરે આપેલા અમુલ્ય વખતનો નાશ થઇ અપયસ પામે છે. માટે એવા દુષ્ટોથી દુર રહી વિદ્યાનું જ્ઞાન વધારો; જેથી સર્વે કાર્ય સફળ થઇ આબરૂ પણ વધે. વળી પેલા કરૂણાશંકરની વાત સાંભળી મને ઘણોજ ખેદ થાય છે. એની મુર્ખાઇનો પાર નથી! કેમકે એને સૌ વાતો સમજવાની શકતી હતી, તોપણ એક અધિકારની જગા મળવાથી તેમાં ઉન્મદ થઇ આખરે આ દશા ભોગવવા તૈયાર થયો!

વીલાસદાસ—(રડીને) સુરજી, આપની શીખામણ ખરી છે. પણ મારી પાકી ઉંમર થવા આવી એટલે એ વાત કેમ બનશે? હાલમાં મને વીસમું વરસ ચાલે છે, અને થોડુંક ભણવાને પણ પાંચ છ વર્ષ તો જોઇએજ. માટે મને તો કાંઇ સુઝ પડતી નથી!

વિદ્યાશંકર—તેની ચીંતા કરશો નહીં. હું તમને સેહેજ રસ્તો બતાવીને માત્ર થોડાજ દીવસોમાં લાભ આપીશ. સુદર્શન રાજાના અતિ મુર્ખ છોકરાઓને પણ વિશ્નુ શર્મા નામના પંડીતે વાર્તાઓ કહીને જ્ઞાન શીળ બનાવ્યા હતા. તે વાર્તાઓ કોઇ પ્રસંગે તમને કહીશ.

દુર્જન મિત્રોથી તમને જે લાભ થયો છે, તે તમારા જાણવામાં આવ્યું છે. માટે તે વિશે જરાક નીતિ શાસ્ત્રનું પ્રમાણ કહું છું, તે સાંભળો.—

**दुर्जनःपरिहर्तव्योविद्ययालंकृतोपिसन्,**
**मणिनांभुषितःसर्पकीमसोनभयंकरः॥**

ભાવાર્થ—"દુર્જન કદાપી વીદ્યા શીખેલો હોય, તોપણ તેને દુર કરવો, કેમકે સર્પના માથા ઉપર અમુલ્ય મણી હોય છે, માટે ભયંકર નથી એમ સમજવું નહીં." વળી એવા દુષ્ટ લોકો મીત્રતા કરીને શો લાભ આપે છે, તે તમે જાણો છો?

વીલાસદાસ—જાણતો હોત તો મારી માઠી દશા થાત નહીં!

વીદ્યાશંકર—હોય, જાણતા માણસો પણ કર્મના યોગે ભુલા પડે છે. તે સાંભળો—

**दुर्जनस्यचसर्पस्यवरंसर्पोनदुर्जनः**
**सर्पोदंशतिकालेनदुर्जनस्तुपदेपदे॥**

ભાવાર્થ—"દુર્જન અને સર્પ—એ બેમાં દુર્જન કરતાં સર્પ સારો, કારણ કે સર્પ તો માત્ર એકજ વખતે ડંસ કરી પ્રાણાત્માનો નાશ કરે છે, અને દુર્જન માણસ આપણી સર્વ વાતો જાણી લેઇ તેને જાહેર કરીને ડગલે ડગલે દુઃખ આપે છે." ભાઇ વીલાસદાસ, આ પ્રમાણે

શાસ્ત્રના આધારો ઘણા છે, પણ તે તમને એકદમ અસર કરશે નહીં. આપણા ગુજરાતી કવીઓએ ઘણા ક ગ્રંથો કર્યા છે, તે તમે વાંચશો તેમ તેમ વિશેષ જ્ઞાન થશે. થોડા દીવસો પછી મનુસ્મૃતી, નારદસ્મૃતી, પારાશર સ્મૃતી આદી ધર્મશાસ્ત્રના ગ્રંથો શીખવીશ. જેથી તમને આપણા ધર્મ સબંધીનું સારૂં જ્ઞાન સમજાશે. સારી કે નઠારી પણ સંગતીનું ફળ લાગ્યા વિના રેહેતુંજ નથી.

संगतिसंगदोषेणसतिनांमतिविभ्रमाः
एकरात्रीप्रसंगेनकाष्टघंटाविटंबना ॥

ભાવાર્થ—સંગતીના દુષણથી તો મહાસાધ્વી સ્ત્રીની પણ મતી બદલાઇને અવિચારમાં પડે છે. જેમકે માત્ર એક રાત્રીના પ્રસંગે ગાયના ગળામાં ઘંટાને બદલે લાકડું બાંધ્યું. અને મહા દુઃખ પામી. માટે સારા માણસની સંગત હોય તો, મુર્ખ પણ ચતુર થાય છે.

વીલાસદાસ—માસ્તર સાહેબ, તમારૂં કેહેવું આજ મને ખરેખરૂં લાગ્યું છે. દુષ્ટ મીત્રોથી થતા પરીણામો વિશે મારા મનમાં થોડીક વાતો હશી, પણ કેવા મીત્રોથી ફાયદો થાય, તે જણાવો તો ઉપકાર છે!

વીદ્યાશંકર—હા, સાંભળો. સજ્જન મીત્રો કેવા જોઇએ અને શા કામ લાગે તે કહું છું—

ददातिप्रातिग्रहप्यतिगुह्यमाख्यातिप्रच्छाति,

भूक्तंभोजयेच्चैवषट्योगोप्रीतिलक्षणः ॥

ભાવાર્થ—"મીત્રતાના ખરા સબંધથી પોતાની પ્રીય વસ્તુ આપે, અને લેય; ગુહ્ય વાતો કહે, અને સાંભળે; ભોજન કરે અને કરાવે. એવાં છ લક્ષણોથી યુકત જે માણુસ હોય, તેનેજ પ્રીતી કરવાને લાયક ગણવો. અને પ્રીતીનાં મુખ્ય લક્ષણો પણ એજ છે."વળી સાંભળો—

**છપય.**

દીન માંહી એકવાર, આપણી ભેટજ લે છે;
થાય કદાચ વીયોગ, અતીશય ખેદ કરે છે.
નીંદા ન કરે લેશ, બને નહી મનથી પાપી.
દુખમાં સંગી થાય, પળે નવ દુર કદાપી;
નીજ ઘર સમ પ્રીય માનીને, યોગ્ય નીતે વર્તે સદા;
એવા મીત્ર કર્યા પછી, સુખ પામે જાઇ આપદા.

ભાઇ વિલાસદાસ! આટલું છતાં પણ—

# यस्यनज्ञायतेशीलंनकुलंनचसंश्रयं
# मतेनसंगतिकूर्यादित्युवाचब्रहस्पतिः॥

ભાવાર્થ—"બ્રહસ્પતી નામના મહર્ષી કહે છે કે, જે પુરૂષનું ચરીત્ર અને કુળ ઇત્યાદી આપણા જાણ્યામાં ન હોય તેની સંગતી એટલે તેની સાથે સ્નેહ કરવો નહી."માટે—

## દોહરો.

સર્વે પ્રકારે પારખી, મીત્ર કરે જો કોય;
યશ પામે આ જગતમાં, કામ ચીંતવ્યાં હોય.
ઓળખ રાખો અતી ઘણી, મુર્ખ મીત્રો દશ બાર;
(પણ) સો આગળ અંતર તણી, વાત ન કે'શો લગાર.

વીલાસદાસ—(હર્ષથી વાહ આપના વચનોતો મારા અંતરમાં ઘણાંજ અસરકારક પઇ પડયાં છે, પણ તેનું વીવેચન મોઢેથી બોલી શકાતું નથી. હવે પેલી પર સ્ત્રીના મોહજાળમાં મુકત થવા જેવો થોડોક ઉપદેશ કરો.

વિદ્યાશંકર—ભાઇ અનુભવ થાય ત્યારેજ અસર થાય છે, હવે તમને પરસ્ત્રી વિશે સાંભળવાની ઇચ્છા છે, તો તે પણ કહુ છું.

दर्शनात्हरतेचितंस्पर्शनात्हरतेबलं,
संभोगात्हरतेविर्यनारीप्रत्यक्षराक्षसिः॥

ભાવાર્થ—"માત્ર જોયા પછી ચીત ભમીત થાય, એટલે કાંઇ કામકાજ સુઝે નહી. અંગસ્પર્ષ કીધાથી બળનો નાશ થાય, અને સંભોગ કીધાથી મહા મેહેનતે ઉત્પન થએલુ, એવુ જે વીર્ય તેની હાની થાય છે."માટે હે વિલાસદાસ પારકી સ્ત્રી જે કે આ જગતને વિશે મહા ભયંકર રાક્ષસી રૂપે રહેલી છે, તેને તજીને ધર્મનું જ્ઞાન વધારો."

## પરસ્ત્રીના થએલા તથા થતા દુખીત પરીણામ હવે સાંભળો—
### હરીગીત છંદ.

અરે પ્રીય! તરૂણ જન જો કાંઇ, ઉર આશા યસની આદરો,
ચીત સ્થીર રાખી સત્યની, મમ વાત આ મનમાં ધરો;
સુખ થાય એ વિચાર કીધા, તે સહુ કોરે રહ્યા,
પરનારની આશા થકી, સુર દાનવો દુખીયા થયા. ૧
નરેશ દુર્યોધન હતો, બળવંત બહુ અવનીપતી,
દ્રૌપદી વીણુ સહુ વ્યર્થ છે, એ મોહમાં બળતો અતી;
કર્યા ગોત્રીથી સંગ્રામ, ને યોદ્ધા સર્વ માર્યા ગયા,
પરનારની આશા થકી, સુર દાનવો દુખીયા થયા. ૨
વિખ્યાત દાનવ બળિષ્ટ તો, લંકાં તણો રાજા હતો,
ગર્વે કરી શતરૂ થઇ સહુ, દેવને દુઃખ આપતો;
મરી શતજ શીતા સતિ, એ શબ્દો અંગદે કહ્યા,
પરનારની આશા થકી, સુર દાનવો દુખિયા થયા. ૩
તપ કાર્યમાં બહુ શ્રેષ્ટ થઇ, મહર્ષી વિશ્વા મિત્ર જે,
પડી મનેકાના મોહમાં, સુકર્મ ભુલ્યા સર્વ તે;
કરી કપટ તે નાશી ગઇ, પુત્રીની નવ આણી દયા,
પરનારની આશા થકી સુર, દાનવો દુખિયા થયા. ૪
વાળીએ ટાળી રાજ સૌ, સુખતણો મારગ છોડીયો,
નીજ ભ્રાતની પત્ની થકી, સંબંધ જારી જોડીયો;
અતિ નૃપે અવનિ વીશે, આ થકી પ્રાણ ગુમાવિયા,
પરનારની આશા થકી, સુર દાનવો દુખિયા થયા. ૫
બહુ સુર કે અશકત જે, પરનાર પ્રેમિ થાય છે,
અંતે બને નીરાશ ને, વાતો બધે ગવાય છે;

અખુટ લક્ષ્મી નાશ થૈ, ગ્રહસ્થ રંક બની ગયા,
પરનારની આશા થકી, સુર દાનવો દુખિયા થયા. ૬
એ અમુલ્ય સુખને ધારતાં, તો સાર સારો શો જડે?
વળી ક્ષીણતા કે અન્ય રોગો, અંગમાં આવી નડે;
લજ્જા તજીવેદા ગ્રહે, કંટાળી ભટકિ બહુ મુઆ,
પરનારની આશા થકી, સુર દાનવો દુખિયા થયા. ૭
આ મોહથી અળગા થવા, ઉપાય છે મન સાધ્યનો,
શુકદેવ ભીષ્માદિએ સમજી, લાભ લીધો તેહનો;
બહુ બળીષ્ટ રહી કીર્તી વધારી, સ્વર્ગ સુખને પામીયા,
પરનારની આશા થકિ સુર દાનવો દુખિયા થયા. ૮

વિલાસદાસ—(ખેદથી) અરે! પર સ્ત્રી તો બહુજ દુખ કર્તા છે! આવા મ્હોટા મ્હોટા રાજાઓ અને દેવોને દુઃખ થયું, ત્યારે આપણને થાય એમાં આશ્ચર્ય શું?

વિદ્યાશંકર—ભાઇ વિલાસદાસ! એ વાતો હમેશ લક્ષમાં રેહેવીજ કઠણ છે. આપણા ધર્મ શાસ્ત્રના કર્તા મનુ કહે છે કે—

**નહિદ્દશમનાયુષ્યંલોકેકિંચનવિદ્યતે**
**યાદ્રશંપુરુષસ્યેહપરદારોપસેવનમ્॥**

ભાવાર્થ—"પુરૂષ માત્રનું અમુલ્ય આયુષ્ય હરણ કરનાર આ લોકમાં પરસ્ત્રી સેવન જેવું બીજું એકે દુષ્ટ સાધન છેજ નહી."

વળી સુકદેવજી જેવા મહા મુનિએ પોતાનું મન સાધ્ય રાખીને રંભા સરખી દેવાંગનાનો તીરસ્કાર કરી

ને જે વચનો કહ્યાં છે તે જો આપણે ખરી રીતે પોતાના મનમાં ઠસાવીએ તો પોતાની પત્ની ઉપરથી પણ પ્રીતી ઉડી જાય છે. અર્થાત તેમાં ભરપુર વૈરાગ્ય બતાવી સ્ત્રીઓના દરેક અવયવની નીંદા કરી છે, એટલે તેટલો બધો વૈરાગ્ય આપણે સંસારી માણસો કરીએ તો વંશની વૃદ્ધી થાય નહી, અને તેમ કરવું હાલ કળીયુગમાં ફાવે પણ નહીં.

સુકદેવજીએ શું કહ્યું છે તે સાંભળો—

ईंद्रवज्रावृतम्.

चिंतामयिदुखःमयीसदोषां,संसारपाशाजनवंचानिया ॥
धर्मस्यावित्र,भजीताचयेन,वृथागतंतस्यनरस्यजिवातां ॥
कार्यण्यवेशाजनवंचनीया,विमुत्र,दुर्गंध,दरिदुरात्मा ॥
संसेविताडुल्लमयीचनारी,वृथाणतंतस्यनरस्यजिवीतां ॥

ભાવાર્થ—"સદાકાળ ચીંતા કરાવનાર, દુખ દેનાર, નિરંતર દોષવાળી, સંસારને વિશે પાસ રૂપ બંધન કરનાર, સઘળા પુરૂશોને છેતરનાર અને ધર્મને છોડાવનારી એવી સ્ત્રી છે. માટે તેની આશા રાખીને જે લોકો સ્ત્રીયોનું શેવન કરે છે, તેમનું જીવતર આ જગતમાં વૃથા ગણાય છે.

કૃપીણ, માણસોને છેતરનારી, મુત્ર આદિ દુર્ગંધીથી ભરપુર અને સ્વભાવથી દુષ્ટ એવી જે નારી તેનું સેવન કરનાર માણસનું જીવતર આ જગતમાં વ્યર્થ ગણાય છે.

વિલાસદાસ—( આશ્ચર્ય પામી) ઓહો! આ મુનીનાં વાક્યો

માંતો સ્ત્રીયોને બહુજ નીંદી નાંખી છે.

વિદ્યાશંકર—હાં; તેઓ જન્મથીજ વૈરાગ્યવાળા હતા. મનુષ્ય લોકમાં માત્ર ઈશ્વર ઇચ્છાથી જેનું લગ્ન ના થયું હોય તેણે સુકદેવજી જેવો વૈરાગ્ય ગુણ રાખવો, એટલે કામની શાન્તી થઈ પરસ્ત્રી ઉપર વિજય વાસનાની ઇચ્છા થતી નથી. લગ્ન કીધેલા માણસોએ તો પોતાનું મન ચળીત થતું અટકાવવા માટે આ પ્રમાણે વૈરાગ્ય રાખવો ઘટે છે—

મંદ્રા ક્રાંતા.

રૂપે ગુણે બહુજ દીપતી, હોય જો કોઇ નારી;
તો તે માનો જીવન કઠિણ છે, ને વળી દુઃખકારી,
બાકી છે શી? અધીક વસ એ, આપણી પત્નીનાથી;
સર્વે સ્ત્રીયો સરખી સમજી, રે'વું સંતુષ્ટતાથી.

વિલાસદાસ—(ગદ ગદીત કંઠે) સાહેબ! તમે મને સદ ઉપદેશ રૂપી અમુલ્ય રત્ન આપીને મારી દુષ્ટ બુદ્ધિનો જે અંધકાર દુર કર્યો છે, તેનો બદલો મારાથી તો જરા પણ વળનાર નથી. તોપણ ઇશ્વરની વીનંતી કરીને એજ માગીશ કે આપના જેવા સજજન જ્ઞાની પુરૂષનો હમેશાં સમાગમ રહો, અને આપનું સારૂ થાઓ.

વિદ્યાશંકર—તમે કાંઇ ચિંતા કરશો નહી. ધિરજ રાખી વિદ્યા શિખવાનું શુરૂ કરી જ્ઞાની વાર્તાઓ સાંભળશો, એટલે આ કરતાં પણ વિશેષ લાભ થશે.

વિદુષક—(મનમાં) આટલા દિવસ એની અકલ કયાં ગઇ હતી કે હવે પાછળથી ખેદ કરવા બેઠો છે? એના

અજ્ઞાની માણુસોને તો માથે પડ્યા વિના સમજણ આવેજ નહી. હશે, મારે શું? (ઉઘડ) માસ્તર, આપને વાર લાગે એમ હોય તો હું જાઉં છું.

વિદ્યાશંકર—બેશ, થોડી વારમાં આપણે બંને જઇશું.

વિલસદાસ—માસ્તર સાહેબ, આપ કોઇને ત્યાંહાં નોકર છો?

વિદ્યાશંકર—હા, અત્રેના સરકારના છોકરાને હું ભણાવું છું, અને ત્યાંથી દર માસે સો રૂપૈઆ મને મળે છે.

વિલાસદાસ—સાહેબ, માત્ર એક વાત જાણુવાની ઇચ્છા રહીછે.

વિદ્યાશંકર—શી, વારૂ? જે હોય તે સુખેથી કહો.

વિલાસદાસ—દુર્જન મિત્રોથી થતા પરિણામો અને પરસ્ત્રીના મોહથી થતાં અનેક દુઃખો વિશે આપના ઉપદેશથી હું સારીપેઠે સમજ્યો છું. પણ કેટલાક લોકો એમ કહે છે કે દક્ષણી નાયકીઓની પ્રીતી ઘણીજ મનોવેધક હોય છે. માટે તેનો થોડોક પ્રત્યક્ષ અનુભવ જોવાય તો મારા મનની ખાત્રી થાય.

વિદ્યાશંકર— શું તમે ત્યાંહાં જઇને સુખ ભોગવવાની ઇચ્છા રાખો છો?

વિલાસદાસ—ના, જી. મારે તો તે લોકોની ચતુરાઇ જોવી છે.

વિદ્યાશંકર—ચતુરાઇ ચલાવવાના કામમાં દક્ષણી નાયકીણો બહુ વખણાય છે. પેહેલાં તો મોટા મોટા ગ્રહસ્થ લોકો પોતાના છોકરાઓને ચતુરાઇ શિખવવા માટે એવી સ્ત્રીયોને ઘેર જવા દેતા, પણ તેમાંથી વ્યભિચાર કરતાં શિખ્યા એટલે એ ચાલ નિંદાપાત્ર ગણાયો છે. મારા ઘરથી થોડેક છેટે કેટલીક નાયકીણો રેહે છે, ત્યાંહાં

તમને લેઇ જઇને સર્વ તમાશો દેખાડીશ.

વિલાસદાસ—(પગે પડીને) મુરબ્બી, મારા જેવા અજ્ઞાન બાળકને સન્માર્ગ બતાવવાની જે આપે કૃપા કરી છે તે ઉપકારનો બદલો મારાથી વળનાર નથી. જેવી રીતે આટલી બધી આફતમાંથી મને બચાવ્યો તેવીજ રીતે માત્ર આટલો અનુભવ દેખાડો. કેમકે એ વાતને પ્રસિદ્ધ કરી બીજા અજ્ઞાન પુરૂશોને પરસ્ત્રીની જાળમાં ફસાતા અટકાવું.

વિદ્યાશંકર—ભાઇ, એમાં મારો ઉપકાર માનવા જેવું કાંઇ નથી. સ્વદેશીનો ધર્મ છે કે કોઇ માણસ અજ્ઞાન બની નઠારી વર્તણુંકથી ચાલતો હોય, તેને સુધારવા માટે પોતાની મતિ પ્રમાણે યથાશક્તિ ઉપદેશ કરવો. એક વખત કહેલી વાત ના માને, તો ફરીથી તેવા મુર્ખ માણસને કદી પણ ઉપદેશ કરવો નહી.

કારણ—

उपदेशोहिमूर्खाणांप्रकोपायोनशान्तये
पयःपानंभुजंगानांकेवलंविषवर्धनं॥

ભાવાર્થ—સર્પોને દુધ પાવાથી માત્ર વિશની વૃદ્ધી થાય છે, અર્થાત દુધનો ઉત્તમ ગુણ તેના વિષે આગળ ઢંકાઈ જાય છે. તેમજ મુર્ખ માણસને પણ સારો ઉપદેશ કર્યો હોય તો તેનો બીલકુલ અસર થતો નથી.”

વળી એવા મુર્ખ અને દુરગુણી માણસોને આપણો ઉપદેશ લાગે પણ નહીં. સાંભળો:—

नदुर्जनंसज्जनतामुपैतिबहुप्रकारैःपरिसेव्यमाना
संसिच्यमानोपयसाघृतेननर्निंबवृक्षंमधूरत्वमेति.

ભાવાર્થ—"લીંમડાના વૃક્ષને મીઠું કરવા સારૂ પાણીને બદલે ઘી અને દુધ તેના મુળમાં રેડીએ તોપણ તે પોતાનો કડવો ગુણ તજતું નથી. તેમજ દુર્જન માણસને સજ્જન કરવા માટે ગમે તેટલું યત્ન કરીએ, તે લીંમડાના મુળમાં ઉત્તમ પદાર્થનો નાશ કરવા સરખું વ્યર્થ જાય છે." માટે

वेहेतेकुंवे'नेदो मतलगावोठोर॥
जोअपनाकह्यानहिमानेतोदोधक्केदोओर

વિલ્લાસદાસ—સાહેબ, આપના જેવા પરોપકારી જ્ઞાની પુરૂશો તો ઘણા થોડાજ હશે. ઈશ્વર કરે ને આપને વધારે લાભ મળે!

વિદ્યાશંકર—ભાઈ, મહા પંડીતો આગળ હું તો સો મુર્ખ માંનો એક છું, અને લાભ મળવાની વાત પુરૂશ પ્રયત્ન પર ખરી, પણ ઘણે ભાગે તો કર્મપર આધાર રાખે છે.

ગીતિ.

આ અવનીપર સજ્જન, રત્નસમા ગુણવંત બહુ વસતા;
પારખનાર ઝવેરી, મળ્યા વિના સૌ કાચ સાથ ખપતા.

વિલ્લાસદાસ—આપનું કેહેવું ખરૂં છે. અરે, આ સમયમાં કદર કરનારા ઘણાજ થોડા છે! સાહેબ, મને રજા આપો તો ઘેર જઈ આવું.

વિદ્યાશંકર—ઠીક છે, પણ તમો કેહેતા હતા ત્યાંહાં જઇએ છીએને? તમારા મનની ખાત્રી થાય એટલે પછી ઘેર જજો.

વિલાસદાસ—તમો મારા ગુરૂજી, એટલે તમારી થએલી આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી.

વિદ્યાશંકર—ભાઇ વિલાસદાસ, હવે તમને વધારે ઉપદેશ કરવા સરખું રહ્યું નથી, પણ ગરીબ અબળા ચતુરલક્ષ્મીનું દીલ દુખાવશો નહીં. કેમકે આપણા મનુ કહે છે કે,—

शोचंतिजामयोयत्रविनश्यत्याशुतत्कुलम्
नशोचंतितुयत्रेतावर्द्धतेतद्धिसर्वदाः॥

ભાવાર્થ—"પોતાની પત્ની, કન્યા અને છોકરાની વહુ આદિ સ્ત્રીયો જે કુળમાં વસીને પોતાના દુઃખનો શોક કરે છે તે કુળ દરીદ્રિ અવસ્થામાં આવી નાશ પામે છે. અને જ્યાં તેમને દુઃખ થતું નથી, ત્યાંહાં દ્રવ્યાદિ સુખ ભરપુર રેહે છે."

વિલાસદાસ—હવે તેનું દીલ દુખાવવાની વાત આપે સ્વપનામાં પણ ધારવી નહીં. અરે! એ સ્ત્રીની સહન શક્તિ તરફ જોતાં તો હું તેનો હજાર વાર અપ્રાધી છું, પણ અજ્ઞાનતા આગળ મારો ઉપાય શો હતો! સાહેબ, આપની આજ્ઞા માથે ચઢાવું છું.

વિદ્યાશંકર—ઠીક છે, હવે આપણે જલદી ચાલો. સાંજ

પડવા વેળા થઇ છે તેથી એક કલાકમાં સૌ ગમત જો-
ઇને પાછા ફરીએ.

વિલાસદાસ—જેવી આપની આજ્ઞા.

વિદુષક—આપણે દુકાળમાં અધિક માસ જેવું થયું. ચાલો
આપણે પણ એમની પાછળ જઇએ. (સર્વે જાય છે).

---

પ્રવેશ ૩ જો.

સ્થળ—પાર્વતીનું ઘર.

પાર્વતી—મેલા જળલાહા ધંદા! પૈસે મિળત નાહીં, વ.
પોટતરી ભરત નાહી. રામરાવજી આતાંશી ફાર
લબાડી કરૂં લાગલે. કાલ મ્હણુત હોતે, કીં દોનશે
રૂપયે પાઠવુંન દેઉ; પરંતુ આદ્યાપ પર્યંત કાંહીં ઠિ-
કાણુ નાહીં. ચાંગલે ગ્રહસ્થ લોક માઝે એથેં એણાર,
મ્હણુન ત્યાંચી મરજી સંપાદન કરણ્યા કરીતા ખર્ચ ક-
રાયલા પૈસા તર આવશ્ય પાહિજે. મીહ્યા શહરાંત
નવિનચ આલેલી, આણી કોણાચી ઓળખ નાંહી મ્હ-
ણુન; જર કદાચત એખદા ચાંગલા ગ્રહસ્થ ભેટલા,
મ્હણજે રામરાવજીચ્યા સ્નેહ સોડુન દેઉં. બહુતેક આ-
ગલદાર આપલે ઘરીં એતાત, પરંતુ ત્યાંચે એણે ગુપ્ત
રીતાચે મ્હણુન, સદંદિત માઝા ખર્ચ પુરા કરણ્યાચી
કોણી કબુલ કરીત નાંહી. અસો આપલી કાળજી પર-
મેશ્વરાલા આહે. (એટલામાં વિલાસદાસ અને વિદુ-
ષક સહ વિદ્યાશંકર આવે છે).

પાર્વતી—(ઉભી થઇ) અહો ગ્રહસ્થા! આજ આપલી સ્વારી
કોઠુંન આલી?

વિદ્યાશંકર—આણી તરફ હવા ખાવા ગયા હતા, ત્યાંથી સેહેજ વિચાર થયો તેથી તમારે અહીં આવ્યા છીએ.

પાર્વતી—વાહ, મજવર મોઠી કૃપા કેલી! (દાસીને) અગ, તું બાજારાત જાઊંન ફરાળાચેં સાહિત્ય ઘેઉન એ. (એમ કહી બે રૂપૈઆ આપે છે).

દાશી—બર હાય, બાઇ સાહેબ મીં આનતેં. (જાય છે).

વિદ્યાશંકર—તમે નકામો ખરચ શું કરવા વેઠો છો?

પાર્વતી—અહો! આપલ્યા પેક્ષા કાય અધિક આહે? બરં, દાસી એઈ પર્યંત થોડેસેં ગાણેં ઐકાવેં.

વિદ્યાશંકર—(મનમાં) આ, પણ એક જાતની યુક્તિજ છે! (ઉઘડ) અમે તમારી ભાષામાં સમજતા નથી; માટે હિંદુસ્તાનીમાં ગાશો તો સમજીશું.

પાર્વતી—(હશીને) જશી આપલી ઇચ્છા. (તંબુરા સહ ગાય છે).

'જલ ભરન જાત જમુંનાકે ઘાટ' એ ઠુમરીની ચાલ—

જીગર લગા તુમસેં મેરા, કર કપટ દુર બોલો બતિયા. ટેક.
ઘડી એકકા પાઉં બિછોના, તો કૈસેં કટું બેરન રતિયાંરે. જીગર
અબ નહિં પ્રીતમ ઓરકું માનું, બ્હોત બેર કહું કયાં તુમસે? (બેવાર).
પ્રીત કરી, તો આપ નિભાવો, અબ મત છાંડોજિ પ્રિયા હમસે. જીગર

વિદ્યાશંકર—(ખુશી થયા હોય એમ બતાવી) વાહ! તમારૂં ગાયન તો ઘણુંજ સરસ છે.

પાર્વતી—આપલ્યા સારખે ગ્રહસ્થ લોકાંચી મરજી સંપાદન કરણ્યા સાઠી કાંઇતરી પ્રયોગ કેલાચ પાહિજેનાં!

વિદ્યાશંકર—હા, તમારૂં બોલવું સત્ય છે.

(ફરાળ ઇત્યાદિ લઇ દાસી આવે છે).

દાસી—બાઇ સાહેબ, હું મીં આનસ હાયે. (મુકીને જાયછે).

પાર્વતી—ગ્રહસ્થા! આપણુ સર્વાંની કૃપા કરૂન એવઢી પ્રસાદી ગ્રહણ કરાવી.

વિદ્યાશંકર—અને ઘેરથી જમીને નીકલ્યા છીએ, એટલે હાલમાં ભુખ જેવું નથી.

પાર્વતી—અહા! આપલ્યાલા ક્ષુધા નસેલ, પરંતુ પ્રીતિચેં લક્ષણ કાય, કીં પ્રિયેચી વિનંતી માન્ય કરાવી.

વિદ્યાશંકર—(મનમાં) આખી ઉમરમાં તો આ રંડાને ઘેર આજજ આવ્યા છીએ, અને એટલામાં પ્રીતિ થઇ એમ તે શું બોલતી હશે? પણ ખરૂં છે કે—

વસંતતિલકા.

પ્રેમીપણું સર્વથી બહુ એ બતાવે,
યુક્તિ કરી કપટની ધન સૌ કઢાવે;
ધાર્યું થયા પછીથી ઉપરનીજ પ્રીતી,
એ નાયકાણુ ઘરની હધડીજ રીતી.

(ઉઘડ) અમારે સારૂ મુદલ તસ્દી લેશો નહીં.

પાર્વતી—(ખેદથી) મલા સંતાપ ધાવા હેં, આપલ્યા સારખે સ્નેહી મનુષ્યાંસ યોગ્ય નાંહી. ગ્રહસ્થાનો! ન ઘાલ તર માઝી સપથ આહે સર્વાલા.

વિદુષક—(મનમાં) મને લાગે છે કે આ બે જણા અહીંયાં ફસાશે? એ રંડા તો આથી પણ વધારે પ્રીતિ દેખાડી સર્વેને બીખ માગતા કરે છે. (ઉઘડ) ભાઇયો હવે ઉઠો તો સારૂ?

વિદ્યાશંકર—(વિદુષકનો હાથ દાબી) આ રાંડની સર્વ ચર્ચા વિલાસદાસને બતાવવા સારૂ આવ્યા છીએ, તે પુરે-પુરી જોયા પછી જઇશું.

પાર્વતી—હ્યા દાસીચ્યા હાતાને માત્ર ક્રરાળ! ખેરીજ કાંઇ સેવા ઝાલી નાંહી, ત્યાચી માત્ર ક્ષમા અસાવી.

વિદ્યાશંકર—આમ બોલવું તમને ઘટતું નથી. અમારા સેહેજ આવવામાં આટલો બધો ખરચ કરી નાંખ્યો, પછી શું રહ્યું છે!

પાર્વતી—ત્યા વિષઇ આપણ કાળજી કરૂં નયે. જર તુમચી મરજી સંપાદન કેલી, તરચ તુમ્હી મલા બક્ષિસ દયાલ.

વિદુષક—(મનમાં) અહીયાંતો 'સાપને ઘેર સાપ પરોણા' જેવા અમે છીએ. ત્યાંહાં વળી બક્ષિસમાં તે શું બે ખાસડાં મળનાર છે?

વિદ્યાશંકર—આજ ઘણી રાત ગઇ, તેથી અમે જઇએ છીએ.

પાર્વતી—માત્ર થોડી શી વીનતી કરાયચી આહે.

વિદ્યાશંકર—જે કેહેવું હોય તે શુખેથી કહો.

પાર્વતી—ઉદ્યાંતર આપણ એશ્વર્ય, ત્યા વેળેસ કૃપા કરૂન એક ચાંગલી પાતલ ઘેઉન આણા, ત્યાની કીંમત મી દેઇન.

વિલાસદાસ—(મનમાં) માસ્તર જેવા મન સાધ્ય રાખનારા માણસે મને ઉપદેશ ના કર્યો હોત, તો આના પ્રપંચથી અજ્ઞાની બનીને મારૂં પણ મન ચળત ખરૂ. (ઉઘડ) માસ્તર સાહેબ! હવે ઉઠો.

વિદ્યાશંકર—બાઇ, તમારા પ્રેમના બદલામાં સાડી કાંઇ વધારે નથી.

પાર્વતી—(ખુશી થઇ) વાહ, કાય તુમચી મજવર કૃપા ઝાલી

આહે ! મી આજ પાસુન માઝે પ્રિય યજમાન તુમાસ માનતે, આખિ ત્યાચ્યા બદલ્યાત તુમચી ઇચ્છા પુર્ણ કેલી પાહિજે; પરંતુ મલા સ્ત્રી ધર્માચી હરકત આહે. ઉદઇક સંધ્યાકાળી યેણ્યાચી તસદી ઘ્યા, મ્હણજે મી તુમચી શેવેંત હજુર હાઇન.

વિદ્યાશંકર—(મનમાં) દક્ષણી નાયકોની પૈસા કઢાવવાની યુક્તિયો આવીજ હોય છે. કેમકે એકદમ કાંઇ વસ્તુ એવી માગે કે જેમાં વરસ દહાડાની કસર નીકળી જાય. (ઉઘડ) બાઇ, તમે કાંઇ ચીંતા કરશો નહી. અમે કાલે આવીશું તે વખતે તમારી વસ્તુ લેતા આવીશું.

પાર્વતી—મી તુમચા ઉપકાર વિસરણાર નાંહી. તુમચ્યા સારખે ગ્રહસ્થ લોકાંચ્યા સેવેંત જે કેલે તે થોડે આહે; પરંતુ માઝા ઇલાજ નાહી!

વિદ્યાશંકર—હોય, ઇશ્વર ઇચ્છા!! માત્ર આજને આજ શું જતું રહયું છે?

પાર્વતી—(હાવભાવ દેખાડી) બર, ત્યા વસ્તુચે માત્ર સ્મરણ ઠેવા. મીને સાયલ્યા આટકુન બસલી આહે.

વિદ્યાશંકર—ઠીકછે. તમારૂ સ્મરણ તો હમેશાં કરવું છે, પછી સાડી તે કેમ ભુલી જવાશે?

વિદુષક—પારવતી બાઇ! પ્રેમના કામમાં ઉપરથી તો ખરે ખર ગંગાજી જેવાં દીસો છો, પણ તમારા અંતરમાં તેવું પવિત્રપણું કદી પણ હોય છે ખરૂં?

( સર્વે જાય છે).

વિદ્યાશંકર—(બહાર આવી) વિલાસબાઇ, કાલે જે વખતે

તમે મારે ઘેર આવો તે વખતે આ વાતનું મને સ્મરણ આપજો, એટલે તમારા મનમાં જે શંકા રહી હશે તે દુર કરીશ.

વિલાસદાસ---આપના જેવા જ્ઞાની માણસના ઉપદેશમાં હવે શી શંકા રેહે, એમ છે? જેમ આપની મરજી હશે તેમ કરીશ.

વિદુષક---માથા ઉપર ખાસડાનો માર પડયા વિના વિલાસ ભાઇ સુધરનાર હતાજ નહી?

(સર્વે ઘર તરફ જાય છે).

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—આનંદપુરીમાં ચતુરલક્ષ્મીનું એકાંત ગૃહ.

ચતુરલક્ષ્મી—(નિસાસો નાંખી) હે ઇશ્વર! આવા મુર્ખ અને વ્યભિચારી પતી સાથે તેં મારો કયાં સંજોગ મેળવ્યો?! મુળતો તેવો હતો, તેમાં મારૂં ઘરેણું હાથ લાગ્યું એટલે હવે કાંઇ બાકી રહયું નથી. કોણ જાણે તેની શી વ્યવસ્થા કરી હશે! આજ દસ દીવસથી ઘેર આવ્યો નથી, તેથી મારા મનમાં અનેક પ્રકારના ધુચવાડા થયા કરે છે. દુષ્ટપતિ! હું આવી સ્વરૂપવાન છતાં તું બીજી સ્રીયોના મોહમાં લપટાઇને દ્રવ્યની ખરાબી કરે છે. આબરૂ ગુમાવે છે; શરીરનો મુખ્ય બળવાન રાજા જે શકિત તેનો નાશ કરી વખતે માંદો થઇ ઘરમાં પડે છે. અને એટલું બધું થાય છે તોપણ તને સંતોષ વળતો નથી? શીવ! શીવ! આ-

આ પતિ સાથે રહી સંસારનું સુખ લેવાની ઇચ્છા રાખવા કરતાં મરવું એ હજાર ઘણું સારૂં છે!! વળી મારૂ ઘરેણું જતાં પણ કાંઇ સુધારાનો માર્ગ જડે એવી મતિ હે પ્રભુ! આ ગરીબ અબળાની દયા આણીને એ પતિને આપજે. નહીંતો લોકોનાં મેહેણાંને લીધે મારે તો આપઘાત કરીનેજ મરવું પડશે! સસરાને પણ શતરૂ જેવો ગણું છું. તેણે ન્હાનપણમાં લાડ લડાવ્યાં પણ કાંઇ કબજે રાખ્યો નહી, અને આખરે પારકી છોકરીને આવા ત્રાસદાયક બનાવો જોવા પડયા! હશે, હવે શોક કરે શું થનાર છે? જેવી પરમાત્માની ઇચ્છા હશે તેવું થશે. અરે, પણ આટલા દિવસ સુધી એ કોને ઘેર રહયો હશે ? હું આ શોકાવસ્થામાં પડી, તેથી માત પીતાને કે પ્રાણ સહાયરને પણ પત્ર લખ્યો નથી. સર્વના મનમાં રૂડી કે ભુંડી પણ મતિ આપનાર જગત માતા વિદ્યા દેવી! મેં મારી બાલ્યાવસ્થામાં જે તારૂ સેવન કર્યું છે, તેને બદલે આજ એટલુંજ માગું છું કે મારો પતિ તારા પ્રતાપે સુધરો, અને મને સંસાર સુખ મળો.

( પડદામાં )

ગીતિ

" અપરાધો મેં કીધા, ક્ષમા કરો તે મનમાં નવ ધરશો;"
" નિજ ઘર ઉઘાડવાનો, દેશી જન પર દયા 'પ્રિયા' કરશો?"

ચતુરલક્ષ્મી—(આશ્ચર્ય પામી) અરે! આવા મધુર શબ્દોથી

'પ્રિયા' કહી કોણ બોલતું હશે? લાવ, બારણું ઉઘાડી ને જોઉં. ( બારણું ઉઘાડે છે).

વિલાસદાસ—(ઘરમાં આવી દિનસ્વરથી) હે પ્રિયા! તારા જેવી બુદ્ધિશાળી અને શાન્ત ગુણવાળી સ્ત્રી, મેં આજ સુધીમાં એક પણ જોઇ નથી. કેમકે મારા દુષ્ટ કર્મો વડે તારૂં સર્વ ધન ગયું, તોપણ તેં મારી ફજેતી કરી નથી. તને ધન્ય છે!

ચતુરલક્ષ્મી—(મનમાં) આ બોલવા ઉપરથી એમ લાગે છે કે એમને કાંઇ સુધારાનો રસ્તો જડયો ખરો. (ઉઘાડ) પ્રાણનાથ, દસ બાર દીવસથી આપ કયાં ગયા હતા?

વિલાસદાસ—અરે મારી મુર્ખાઇની વાત કાંઇ કેહેવા જેવી નથી. પ્રથમ તેં મને જે જે વાતો કહેલી તે ન માનતાં દુર્જન મિત્રોની સંગતે રહી પરસ્ત્રીના પ્રેમમાં ફસાઇને સર્વ માલ મીલકતની ખરાબી કરી, અને માણસરૂપ ઉત્તમ અવતારમાં ઇશ્વરે આપેલું આયુષ્ય વ્યર્થ ગુમાવ્યું? અરે રે! મારા જેવા મુર્ખ અને અજ્ઞાની પરસ્ત્રી આસકત થનારા તરૂણ પુરૂશોને ધિકાર હજો.

ચતુરલક્ષ્મી—પ્રાણનાથ, આપની મનોવૃત્તિમાં એકાએક ફેરફાર થએલો જોઇ મને ઘણુંજ આશ્ચર્ય લાગે છે.

વીલાસદાસ—શું આશ્ચર્ય લાગે છે, વારૂ?

ચતુરલક્ષ્મી—હું જે દિવસે મારા પિતાને ઘેરથી અહીયાં આવી, તે દિવસે તમારામાં જે દુરગુણો હતા, તેમાંનો હવે તો એક પણ નજરે પડતો નથી; એ શું?

વિલાસદાસ—પ્રિયા, તું જાતે શાણી છે, એટલે તને વધારે

શું કહું ? માણુસ જાતમાં સંસારીક ને સ્વધર્મીક કેળવણીની હિનતા હોવાથી, દુર્જનોની સંગતથી અને પોતાનું મન સાધ્ય રાખવાની અશકતીથી ઘણાક માઠા પરિણામો નીપજે છે; પણ દૈવયોગે કોઇ સારા જ્ઞાનશીળ માણુસનો સમાગમ થાય છે, ત્યારેજ ખરા ખોટાનો સઘળો વિચાર સમજાય છે.

ચતુરલક્ષ્મી—ખરૂં છે ! વારૂ, પણ અહીયાંથી ગયા પછી આપને શું શું સંકટ પડયું, અને આ અમુલ્ય લાભ કયાંથી મળયો ?

વિલાસદાસ—અરે સુજ્ઞ પત્નિ પોતાની અજ્ઞાનતાથી ભરપુર દુખી થએલો તે વાતો મ્હોડેથી શી રીતે કહું ? મને ઘણીજ શરમ આવે છે! (સર્વ બનેલી વાત કહે છે).

ચતુરલક્ષ્મી—(હર્ષથી પ્રાણનાથ ! મારો માલ ગયો તો બન્યો, પણ એક સજ્જન માણુસ સાથે સ્નેહ કરીને આપે સુનીતિનો માર્ગ ઝાલ્યો એ ઘણું સારૂં થયું છે.

વિલાસદાસ—હાય, હાય, હું મારા કલંકવાળા મુખથી તારા વખાણ શાં કરૂં ? આજ કાલની સ્ત્રીયો એવી દુષ્ટ હોય છે કે તેની અજાણતાં એક પૈશો લીધો હોય તો આખા ગામમાં ફજેત કરીને જીવ જવા જેટલો ત્રાસ આપે છે. અને તારો બધો માલ મારી ઉન્મતાઇથી નાશ પામ્યો તોપણ આટલી સબુરી ? ધન્ય છે તારાં માત પિતાને કે તેમને પેટ આવું રત્ન નીવડયું.

ચતુરલક્ષ્મી—આપે આ દાસીનાં કાંઈ વખાણ કરવાં નહીં. સમજુ સ્ત્રીયોનું એજ લક્ષણ છે કે પોતાનો પતી

ગમે એવો અજ્ઞાન કે દુષણવાળો હોય, તોપણ બીજા પુરૂષની ઇચ્છા ન રાખતાં તેનાથીજ કાળ કહાડવો. પારકા પુરૂષની ઇચ્છા રાખવાથી પેલી ભાગીરથીની જે માઠી દશા થઈ તે તમે જાણોછો. આપનાથી શું વ- ધારે છે! જો તે વખતે આવો વિચાર કર્યો હોત તો આટલું બધું દુઃખ વેઠી પશ્ચાતાપ કરવો પડત નહી. વહાલા પતિ! જે લોકો અજ્ઞાન થઇને પારકી સ્ત્રીના પ્રેમમાં લપટાય છે તેમની મુર્ખાઇનું વર્ણન થઇ શકે નહીં. સાંભળો,

## શિખરિણી.

હશે પાસે પૈસા, તહિં લગી બહુ હેત કરશે ;
ખુટયો કે સૌ વાતો, તરતજ મનેથી વિસરશે;
પરાઇ નારીની, બહુ દિન નથી પ્રીત નભતી;
મુખે બોલે પ્યારા, પણ અવરનો માળ જપતી;
કદી કીધી પ્રીતી, પણ રસવશી છાનિ છપની;
ગુણી કે દુરગુણી જગમહિં ખરી પત્નિ ખપની;
વળી આવ્યા અંતે, દુઃખથકિ બહુ તેજ બળશે;
પ્રિતીની નારીથી, સુતતણું નહીં મે'ણું ટળશે!

વિલાસદાસ—અરે! તે વખતે માહારા ઉપર અજ્ઞાની વા- દળનો આંધળો ઘેરાવો છવાઈ ગએલો, તેથી કોઇ પણ માણસની શીખામણ માની શકયો નહીં. આખરે વિદ્યા- શંકર જેવા વિદ્વાન અને સંપુર્ણ જ્ઞાની માણસનો સમાગમ થયાથી સર્વ સમજાયું! એનો ઉપકાર જન્મ

સુધી ભુલાનાર નથી ! એવા પરોપકારી ગ્રહસ્થોની સંખ્યા આ જગતમાં ઘણીજ થોડી હશે. આજ કાલના ગુજરાતી વિદ્વાનો તો દ્રવ્ય મળેથી અભિમાની થઇ ગયા છે, એટલે પૈશાની લાલચ વિના માત્ર પરોપકારાર્થે બીજાને ઉપદેશ કરે નહીં ? વળી તેઓ શિખામણ દે, પણ પોતેજ આડે માર્ગે જતા હોય એટલે તેમાં અર્થ શો ?

ચતુરલક્ષ્મી—પ્રાણનાથ, આપનું કેહેવું ખરૂં છે, પણ બધા વિદ્વાનો અભિમાની કે આડે માર્ગે જનારા હોતા નથી. હોય, જેને જેવો અનુભવ થાય તેવું તે બોલે છે. આપને માથે આફત પડી, અને તેટલામાં જ્ઞાની માણસનો ઉપદેશ થયો તેથીજ આવો લાભ પામ્યાછો. વારૂ, પેલો કરૂણાશંકર તો બહુ ભણેલો હતો તે છતાં આવા સંકટમાં આવી પડ્યો, માટે તેને પણ દુર્જન મિત્રો હતા કે શું ?

વિલાસદાસ—ના, તેને કાંઇ દુર્જન મિત્રોથી સંકટ પડ્યું નથી. પણ પોતાની ન્હાની ઉમરમાં સારી અમલદારની નોકરી મળી તેના અભિમાનથી તેનું મન ચળી ગયું. એ ભણેલો ખરો, પણ શિખેલી વિદ્યાનો આડે માર્ગે ઉપયોગ કરવા લાગ્યો. જુવાનીના ને નોકરીના અભિમાનથી પોતાનું મન સ્થિર ન રાખતાં તેણે જે કર્યું તેનો બદલો પણ મળ્યો છે ! હવે પછીના તરૂણ વિદ્વાનો, નોકરીના હિમાયતીયો અને દ્રવ્યવાન શેઠીયાઓ ! પરસ્ત્રીના દુઃખનો પુરો વિચાર કરી મારો અને કરૂ-

શાશંકરનો દાખલો જોશો તો તમે કદી ફસાશો નહીં. પણ અરે! આપણામાંથી સુમાર્ગનો સુર્ય અસ્ત થવા બેઠો છે, તેથી તેમના મનમાં અસર થાય એતો ઘણુંજ કઠણ છે! વળી ધર્મનો ઉપદેશ કરનારા પણ "પોથીમાંનાં રીંગણાં" પ્રમાણે બીજાને ઉપદેશ કરે, અને પોતે પરસ્ત્રીનુ સુખ લઇ ઇશ્વરના અપ્રાધી બનતા સાભળ્યા, એટલે ઉપાય શો! પ્રિયા! આ વાતોથી તું એમ સમજીશ નહીં, કે 'હું મારૂં જ્ઞાન બતાવુંછું'. કોઇ પણ કામમાં પડીને તેમાંથી સારો નરસો અનુભવ મળે ત્યારેજ બીજાનો ઉપદેશ લાગે છે.

ચતુરલક્ષ્મી—વાહ! આ સમયે આપનાં કે આપને ઉપદેશ કરનારાનાં શાં વખાણ કરૂં!

વિલાસદાસ—મારા વખાણ કરવાની કાંઇ જરૂર નથી, પણ પેલા વિદ્યાશંકરનો ઉપકાર માનવાનો છે. આપણે ઘણી વાતો કરવાની છે, પણ હાલમાં મારે વિદ્યાશંકર પાસે જવું છે, તેથી આવ્યા પછી નીચીંતપણે દુઃખની વાતો કરીશું.

ચતુરલક્ષ્મી—(દિન સ્વરથી) પ્રાણનાથ, એતો ખરૂં. પણ—

## ગીતિ.

વિયોગ અગ્ની બારે, રીપુ થઇ મારૂં અંગ સર્વ બાળે;
આશા કરૂં શાન્તિની, આપ વિના એ દુઃખ કોણ ટાળે!

વિલાસદાસ—પ્રિયા હવે કાંઇ ચીંતા કરીશ નહીં. તું ખચીત માનજે કે હવે પછી તારા વિના બીજી સ્રીયોને માતા સમાન ગણીશ.

**ચતુરલક્ષ્મી**—(હશીને) આપના મનમાં તો માત્ર આજથીજ આવો નિશ્ચય થાય છે, પણ જે દિવસથી આપણા લગ્નની પવિત્ર ગાંઠ બંધાઇ તેજ દિવસથી મારો નિશ્ચય છે કે પતિ વીના બીજા પુરૂશો ગમે તેવા સુંદર કે ગુણવાન હોય તોપણ ભાઇઓ જેવા માનું છું.

**વીલાસદાસ**—ઠીક છે, હું પાછો આવીશ સારે બીજી વાતો સાંભળીશ. (એમ કહી જાય છે).

**ચતુરલક્ષ્મી**—(હર્ષથી) ઇશ્વરની ગતી અકળ છે, કોઇ પણ માણુસને પરસ્ત્રીરૂપી લાગેલું દુર્વ્યસન ખરા જ્ઞાની માણુસના ઉપદેશ વિના મટતું નથી; અને તેવો ઉપદેશ પણ એકવાર સંપુર્ણ દુઃખ દેખે છે, સારેજ લાગે છે. વાહ, જગત કર્તા? આ સમયે તો—

રાગ પીલું, ગરબીનો તાલ.

'ચલો સખિયો હિલમિલ ગોપિયો બીંદ્રાબીનમે'' એ ચાલ.

બાળકિપર બહુ કરૂણા કરી, તેં ઇશ પિતા;
ગઇ વસ્તુ પામી આજ, જીવન નહિ વ્યર્થ જતાં.
પરનાર પ્રેમનો, અંધાપો પતિનોજ ગયો;
મતિ સુધરી તેની સર્વ, ખરો ઉપકાર થયો.
સુર, અસુર ભુલ્યા તો, એની ક્યાં મુને આશ હતી;
કેમ પતિ સુખ મળશે, એ ચીંતા હરનિશ થતી !
એકલિ તરૂણીનાં દુઃખ થકી, પ્રભુ તું જ્ઞાતા;
અગ્નીથી બહુ દિન બળતાં, આજ થઇ શાતા.
આ કૃપા દ્રષ્ટિનો પાડ, ગરીબથી શો વળશે ?
ભક્તી વિણુ દેવું ત્હારૂ, લગાર નહિ ટળશે.

માગુ મુખથી દિન વાણી એ, પ્રભુ તે આપો;
પતિ દુખથી પીડિત, સો અબળાનાં દુઃખ કાપો.
આકીનથી ખિરતા મુજ સમરાખી જે રે'શે;
તે પવિત્રતાથી ભવ સુખ લાભ નકી લેશે.
તરૂણાવસ્થાના વિકાર, હે પ્રભુ! તું હરજે;
દુખી અબળા વિનતી પ્રેમ થકી મનમાં ધરજે.

હે દયાળુ પ્રભાતમા! તારી શોભાનો પાર પામવાને બ્રહ્મદેવ પણ સમર્થ નથી! દેશીબહેનો! તરૂણાવસ્થામાં વિવિધ પ્રકારના ઉત્પન્ન થતા વિકારોને દુર કરવા માટે મને મારી પ્રિય સખિ સરસ્વતીએ પોતાના ખરા સ્નેહથી જે પાવત્ર ઉપદેશ કરેલો તે આજે સંપુર્ણ સુખદાઇ થયો છે. મ્હારી વ્હાલી સખી! તરૂણ બાળકીઓને સદાકાળ તારા જેવી સદ પાત્ર સખીયોથી સ્નેહ કરવો ઘટે છે.

(એમ કહી જાય છે).

## પુસ્તક કર્તાની પ્રારથના.

એ દાદ હુવા યાદ મુજે એ ગજલનો રાગ તથા તાલ.

મમ માત મહાકાળી, નજર આમ કર જરા;
દુખ દાસ કેરાં ટાળવા, તું આવ્ય કરી ત્વરા. મમ ટેક.
પુર વાશી ગરિબ ભણી, મે'ર પ્રહસ્થની થજો;
ઉદ્યોગ ઉંચ વધી, વ્યભીચાર દુર જજો;
સરખી સદા સુધર્મી, ફુળ ફુલજો. મમ૦ ૧
સુનિતીથી આ રાજ્યનો, વિસ્તાર જામજો;
રાજા પ્રજાનાં વિઘ્ન, સર્વે નાશ પામજો;
ચીર કાળ કિર્તીયા "શિયાજી", રાજ્ય ભોગવો. મમ૦ ૨
દીન પ્રજા દુઃખ ટળે, એવી નૃપને દે મતી;

શિરછત્ર કવિઓ રાજ્યચારશી, લાભ લ્યો' અતિ;
પરનાર પ્રેમી જનને, નથી કેમ કોપતી? મમ૦ ૩
સ્વતંત્ર વિચારી જનો, બહુ ઘેર ભટકતા;
આશ્રય વિના નિરાશ બની, સ્થીર બેસતા;
પરિણામે સર્વ આશ તજી, થાય છે છતા. મમ૦ ૪
મતિ મુઢ તદપિ વગથી કરી, શ્રેષ્ટ તો થતા;
અન્યત્ર સુખ પોષણાર્થે, પોક મુકતા!
આ, શો, એ ચમત્કાર દેવી? કોન સમજતા! મમ૦૫
ગર્વી, કૃપણ, મદાંધીને, વિષયાભિલાશી જે;
નહિ રાજ્ય ભક્ત પ્રજા, પ્રેમ રહિત હોય તે;
કર નાશ દેવી એવા હશે, અમલદાર તે. મમ૦ ૬
પાપીષ્ટ ત્રાસદાયી, નરો, ને અસુર હણ્યા;
જન દોષ ક્ષમા કરીને, સૌ પુત્રસમ ગણ્યા;
પ્રેમેથી કાર્ય કરવા તેં, રાખી વહીં મણા. મમ૦ ૭
આ યુગ વિશે તુંનેજ, સુખદાયી જાણતા;
દુઃખ સમય નષ્ટ થાય, એવું મન માણુતા;
છે શ્રેષ્ટ તા'રી ભકિત; એમ સૌ વખાણતા. મમ૦ ૮
મુ'હૃદયથી બહુ દિન હારી, સેવના કરી;
સુખ આપવાની વાત, દેવી તેં ન મન ધરી?
બહુ જન્મના સેવકતણા તું, દોષ લે' હરી. મમ૦ ૯
તું વિણુ સર્વની હવે, મમ આશ ટાળજે;
ભક્તો અને દુષ્ટો ભણી, તું પુર ભાળજે;
વિનતિનું જવાહિર સાચુ, આ બઈ પાળજે. મમ૦ ૧૦

સમાપ્ત.

## શુદ્ધી પત્ર.

| પત્ર. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪ | ૪ | નિઃસંક્ષય | નિઃસંશય. |
| ૨૨ | ૭ | ખુમે | ખુમો |
| ૨૯ | ૮ | આવતા | આવતાં |
| ૪૦ | ૧૬ | કામાંદ | કામાંધ |
| ૪૮ | ૧૭ | શાહ્યપણુ | શાહાણુપણુ |
| ૫૧ | ૨૪ | જર | જરા |
| ૫૬ | ૧૦ | દેવા | દેવાને |
| ૫૯ | ૩ | કહીજે | કહાજે |
| ૬૪ | ૧૨ | તકાર | ઉધડ |
| ૬૬ | ૨૨ | તેને | તેણું |
| ૭૧ | ૧૧ | તે | તેં |
| ૭૫ | ૯ | પડયો | પડીયો |
| ૮૭ | ૪ | સવને | સર્વને |
| ૯૬ | ૭ | ઉછાંછલા | ઉછાંછળા |
| ૯૯ | ૧ | તાના | પોતાના |
| ૧૦૩ | ૫ | રીતો | રીતે |
| ૧૦૩ | ૧૩ | | |

यस्यानाम्नेवकामस्यसंगमंदर्शनंविनाः
तासांताद्रकुसगमंप्राप्यकेनमुंजंतिजंतव

| | | | |
|---|---|---|---|
| ૧૦૪ | ૧૨ | કલંગ | કલંક |
| ,, | ૨૧ | ફેરવાશે | ફરાશે |
| ૧૦૫ | ૧૩ | ગ્રાતી | ગ્રાની |
| ,, | ૧૬ | રૂગની | ગ્રાની |
| ,, | ૧૮ | यस्यति | पस्यतिं |
| ૧૧૫ | ૯ | विश्रमा | विभ्रमा |
| ૧૧૬ | ૧૩ | તીને | રીતે |
| ૧૧૭ | ૪ | મુર્ખ | મુખ |
| ૧૨૦ | ૧૨ | कार्यण्य | कार्पण्य |
| ૧૨૬ | ૧૯ | કરણ્યાચી | કરણ્યાચે |
| ૧૨૮ | ૩ | સાદી | પ્રસાદી |
| ૧૩૦ | ૨ | આખી | આણી |
| ,, | ૫ | ઉજ્જર | હાજર |
| ,, | ૧૧ | વિસરણા | વિસરણાર |



# નમ્રતા પુર્વક પ્રાર્થના.

આશ્રયદાતા ગ્રહસ્થોને વિનંતી કરવાની કે અવકાશને વખતે લખેલ પુસ્તકોમાંથી હાલમાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો વિચાર છે.

"વિજયસેન" એક દુઃખ પરીણામી અસરકારક વાર્તા. ક્રાઉન અઢીસેં ઉપરાંત પૃષ્ઠ, આ પુસ્તકમાં એક શુભ રાતે બોલવી ભાષાનો પણ સમાસ છે, અને દુઃખ વખતે કેમ વર્તવું તેનો પણ સંપુર્ણ હેવાલ છે. અગાઉ ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧) પાછળથી રૂ. ૧ા અને પંદર રૂપીયાની અંદરના પગારદાર પાસેથી બાર આના. ટપાલ ખર્ચ જુદું છે.

નાટક અને ગાયનના શોખીન ગ્રહસ્થો માટે 'સંગીત રાધાવિલાસ તથા સંગીત સુભદ્રા હરણ' નાટક, અગાઉ ગ્રાહક થનાર પાસેથી રાધાવિલાસના ચાર આના અને સુભદ્રા હરણના આઠ આ[illegible]લા ઠરાવ્યા છે.

આ 'પરસ્ત્રી મોહ દુઃખદર્શક' નાટકનું મરાઠી નામાંતર પણ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે. અગાઉથી આઠ આના પાછળથી દસ આના.

ઉપલાં પુસ્તકોને પ્રથમ ત્રણસેં ગ્રાહકોનો કે તેની છપામણી પુરતો આશ્રય મળશે એટલે તુરતા તુરત બાહાર પાડવામાં આવશે. ગ્રાહક થનારા ગ્રહસ્થોએ નીચે સહી કરનાર તરફ અગર 'અમદાવાદ સમાચાર' છાપખાનામાં પોતાનાં નામો નોંધાવવાં. નાટપેડ કાગળ લેવામાં નહી આવે.

વડોદરા ) ઝવેરીલાલ ધનસુખરામ દીક્ષીત.
સુલતાનપુરા. ) કર્તા.